॥ श्रीनगनाथाय नमः ॥



पाटोत्सवमाधुर्ण. ७

संवत. १९७७ प्रत २०००. इ. स. १९२१

શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત. વાડીલાલ ડાહ્યાભાઈએ છાપ્યું
ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

॥ श्रीकृष्णाय नमः ॥

# ઉપોદ્‌ઘાત.



(૧)



આ ગ્રન્થની ભૂમિકામાં અવશ્ય કરીને કૃષ્ણદાસ અધિકારીજીની વાર્તાનો ઉલ્લેખ કરવો જોઇએ કારણકે શ્રીગુસાંઇજીને શ્રીનાથજી ઉપર આ વિજ્ઞપ્તિ પત્રો લખાવવામાં તેઓ કારણરૂપ છે. ગંગાબાઈ ક્ષત્રાણી કે જેમના ઉપર કૃષ્ણદાસનો અતિશય સ્નેહ હતો, એક વખત તેની રાજભોગ ઉપર દૃષ્ટિ પડવાથી શ્રીનાથજી તે રાજભોગ આરોગ્યા નહિં, અને પછી અનોસર થયા બાદ શ્રી ગુસાંઇજી બેઠકમાં પોઢયા હતા તે સમયે, ભીતરીયા પાસે જઇને શ્રીનાથજીએ પોતે રાજભોગ આરોગ્યા નથી તે વાત કહી, ભીતરીયાએ શ્રીગુસાંઇજીને જઇને તે વાત નિવેદન કરી તેથી ફરી રાજભોગ ધરવા માટે તૈયારી કરી, ભોગ ધર્યા, સમયાનુસાર ભોગ સરાવી શયન પર્યંતની સઘળી સેવાથી પહોચી, શ્રીનાથજીને પોઢાવી, પ્રસાદ લેઈ નીચે ઉતર્યા. તેમાંથી રંચક મહાપ્રસાદ આપ આરોગ્યા અને બાકીનો કૃષ્ણદાસજી અધિકારી તથા સઘળા વૈષ્ણવોને વાંટી દીધો. તેનો અદ્‌ભુત અલૌકિક સ્વાદ લાગવાથી સઘળાઓએ સરાહના કરી તેમ કૃષ્ણદાસ અધિકારીજીએ પણ આ સુંદર સામગ્રીની સરાહના કરી તે વખતે શ્રી ગુસાંઇજીએ તેમને હસીને કહ્યું કેઃ " यह तुमारेहि किये भोग

ભોગવત હે. " આ શબ્દો પર ખુનસ રાખી શ્રીગુસાંઇજીની શ્રીગોવર્દ્ધનનાથજીની સેવા તથા દર્શન બંધ કરવાની હકીકત બની છે. દર્શન ને સેવા બંધ થઈ એટલે શ્રીગુસાંઇજીએ વિપ્રયોગના લીધે, સેવા તથા દર્શનના અભાવે અતિ દિનતા ભરેલા આ વિજ્ઞપ્તિ પત્રો લખી શ્રીનાથજી ઉપર રામદાસ મુખ્યાજી દ્વારા મોકલ્યા હતા.

આવી રીતે શ્રીગુસાંઇજીને દર્શન તથા સેવાની મના કરનાર કૃષ્ણદાસ કોણ હતા ? અને કયા બળથી આવા કાર્યમાં ફાવી શકયા ? તે જાણવા માટે દરેક વૈષ્ણવને આકાંક્ષા તો જરૂર થાય, પણ આ વાર્તા અમારા તરફથી પ્રકટ થયેલ " ચોરાશી વૈષ્ણવની વાર્તા " એ પુસ્તકમાં વાર્તા ૮૪મી સખા ૪ થા એ વાર્તામાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે જે વાંચવાથી સર્વ હકીકત જાણવામાં આવશે. અહીં તેમની વાર્તાનું ટુંક વૃત્તાન્ત દાખલ કરવાની જરૂર જણાવાથી દાખલ કર્યું છે.

૧. આ કૃષ્ણદાસ એક કણબી શુદ્ર જાતિ પટેલના પુત્ર હતા. શ્રીમહાપ્રભુજીના સેવક થયા હતા. શ્રીનાથજીની ભેટ લાવવાની સેવા તેમને સોંપવામાં આવી હતી.

૨. શ્રીરણછોડજીનાં દર્શન કરી પાછા આવતી વખત મીરાંબાઇના ઘેર ગયા. ત્યાં બીજા માર્ગના સ્વામિઓ તથા સંત મહંતો ઘણા એકઠા થયા હતા. કૃષ્ણદાસ તો આ બધાને જોઇને પાછા ચાલી નીકળવા લાગ્યા ત્યારે મીરાંબાઈએ શ્રીનાથજીની ભેટ તેમને આપવા માંડી તે વખતે કૃષ્ણદાસે કહ્યું કે તું શ્રી

આચાર્યજીની સેવક નથી માટે તારી ભેટનો હું સ્પર્શ કરીશ નહિં એમ કહી તુરત ચાલી નીકળ્યા. આ પ્રમાણે બોલવાથી અન્ય માર્ગના સંત મહંત તથા સ્વામિઓ જે ત્યાં બેઠા હતા, તેઓએ શ્રીવલ્લભાચાર્યજીના એક સેવકની આવી ટેક જોઈ. શ્રી નાથજીને પૈસાની કાંઇ તંગી નથી આથી કૃષ્ણદાસે પણ આ સમયે પોતાના ગુરૂની વડાઇ દેખાડવાની તક લીધી.

૩. શ્રી મહાપ્રભુજીએ તેમને શ્રીનાથજીનો કુલ અધિકાર સોંપ્યો. કૃષ્ણદાસે પણ ખરા ખંતથી અને અતિ શ્રમથી સેવા કરવા માંડી. શ્રીમહાપ્રભુજીએ શ્રીનાથજીની સેવા બંગાળીઓને સોંપી હતી. તેઓ દેવી ઉપાસક હતા. તેથી શ્રીનાથજીની જે કાંઇ ભેટ વિગેરે આવતી તે તેઓ ચોરી જઇ પોતાના ગુરૂને આપતા હતા. આ વાત શ્રીનાથજીને ગમી નહિં તેથી પોતે એક અવધુતદાસ નામના વિરક્ત વૈષ્ણવને જણાવ્યું કે, આ બંગાળીઓને હવે સેવામાંથી દૂર કરો એવી મારી આજ્ઞા છે. એક સમય જ્યારે કૃષ્ણદાસ કાંઈ સામગ્રી લેવા માટે મથુરાજી જતા હતા ત્યારે રસ્તામાં અવધુતદાસજી મળ્યા,શ્રીનાથજીએ બતાવેલી સર્વ વાત કહી, અને કહ્યું કે બધું કાર્ય રહેવાદઇને, શ્રી ગુસાંઇજીની આજ્ઞા મેળવો, અને બંગાળીઓને દૂર કરો. આ પ્રમાણેની શ્રી નાથજીની ઇચ્છા જાણતાંજ કૃષ્ણદાસ એટલેથીજ પાછા વળી શ્રીગોવર્દ્ધનપર આવી, બંગાળીઓને પોતાની અડેલમાં શ્રીગુસાંઈજી પાસે કાંઈ કામસર જવાની ખબર આપી, સેવા સાવધાનપણેથી કરવાનો હુકમ આપી અડેલ ચાલી નીકળ્યા. ત્યાં

પહોંચી શ્રીગુસાંઇજીને દંડવત્ કરી અવધૂતદાસજીની વાત નિવેદન કરી. શ્રી ગુસાંઈજીએ પણ કહ્યું કે શ્રીગોપીનાથજીના પ્રથમ પ્રદેશની એક લક્ષ રૂપીયાની ભેટનાં કરાવેલાં શ્રીનાથજી માટેનાં સર્વે આભરણો ચોરાઇ ગયાં છે. આ પ્રમાણે બંગાળીઓ સર્વસ્વ ચોરી જાય છે, પણ તેમને તો પિતાચરણે રાખ્યા છે, ને સેવા સોંપી છે, માટે આપણાથી કેમ કાઢી મુકાય ? કૃષ્ણદાસે કહ્યું કે મને બીરબલ તથા ટોડરમલના ઉપર બે પત્રો લખી આપો, અને હું આપની કૃપા બળથી તેઓને કાઢીશ. આમ વિનંતિ કરવાથી બે પત્રો લખી આપ્યા જે લઇને તુરત કૃષ્ણદાસ વિદાય થયા. રસ્તામાં અવધૂતદાસજીને મળ્યા ને ખબર કહી. તેમણે પણ વગર વિલંબે તે બંગાળીઓને કાઢી મૂકવા કહ્યું. ત્યાંથી બારોબાર શ્રીગોવર્દ્ધનપર આવી પહોંચ્યા.

૪. આવ્યા કે તુરત રૂદ્રકુંડ ઉપર જ્યાં બંગાલીઓનાં ઝુંપડાં હતાં તેને આગ લગાડી દીધી. આગનો શોર સાંભળીને બંગાળીઓ સેવા છોડીને બહાર નીકળી આવ્યા. કૃષ્ણદાસે બીજા સેવા કરનારાઓને તુરત મંદિરમાં દાખલ કરી દીધા. સખત ચોકી બેસારી, તેમને પાછા આવવાજ ન દીધા, અને તોફાન કરી તેમાંના ઘણાને તો માર પણ માર્યો. આથી બંગાલીઓ નાશી ગયા, અને શ્રીનાથજીની ઇચ્છા પ્રમાણે સર્વ થયું.

૫. બંગાલીઓ પોતાના સ્વામિ રૂપસનાતન પાસે ગયા ને ફરીયાદ કરી. રૂપસનાતને કૃષ્ણદાસને ઠપકો દીધો ને થોડાંક હલકાં વચનો પણ કહ્યાં, પણ કૃષ્ણદાસે તેનો બરોબર જવાબ

આપી તેમને નિરૂત્તર કરી દીધા.

૬. પછી હાકેમ પાસે ફરીયાદ ગઇ, હાકેમે કૃષ્ણદાસને કહ્યું કે તમે બંગાળીઓને ફરી રાખો, પણ તેમણે કાંઈ હાકેમનું કહેવું ગણકાર્યું નહિં, અને કહ્યું કે સેવા અધુરેથી છોડીને બહાર નીકળી ગયા, તેથી હવે તેમને રખાયજ નહિં, કદાપિ ઝુંપડાં બળી ગયાં તો અમે ફરી નવાં કરાવી આપત, પણ તે માટે સેવા કેમ છોડી ? શ્રીગુસાંઇજીને પણ બોલાવવાથી થોડા સમયમાં આવી પહોંચ્યા.

૭. બંગાળીઓએ તેમને કૃષ્ણદાસ માટે ફરીયાદ કરી, અને ફરી રાખવા માટે વિનંતિ કરી, ગરીબાઇથી કહ્યું કે જો આપ અમોને નહિં રાખો તો અમે અમારો નિર્વાહ કેવી રીતે ચલાવીશું ! શ્રીગુસાંઇજીને અતિ દયા આવી ગઇ, તેથી *શ્રીમદન મોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું અને તેમાંથી નિર્વાહ ચલાવવા આજ્ઞા આપી.

૮. બંગાળીઓના દૂર થયા પછી કૃષ્ણદાસે ઘણી સાવધાનીથી અધિકાર કરવા માંડયો, અને શ્રીગુસાંઇજીએ પણ શ્રીનાથજીની ઇચ્છા મુજબ વૈભવ ઘણોજ વધાર્યો. આ માન કૃષ્ણદાસજીની હિંમતને ઘટે છે. શ્રીનાથજી પણ કૃષ્ણદાસ ઉપર અતિશય પ્રસન્ન થયા.

૯. એક સમય કુંજમાં શ્યામકુંભારને મૃદંગ રમવા

---

* જુઓ અમારા તરફથી પ્રકટ થયેલ " ૮૪ વૈષ્ણવની વાર્તા " ના પુસ્તકમાં વાર્તા ૫૮ મીઃ

આવવા માટે આજ્ઞા કરી, અને કૃષ્ણદાસને પણ ત્યાં આવવા કહ્યું.

૧૦. સુરદાસજીને તથા કૃષ્ણદાસને પોતાની પદ (કીર્તન) કૃતિમાં વાદ પડયો. એક સમયે તો કૃષ્ણદાસના બનાવેલા પદમાં શ્રીનાથજી પધારીને છેલ્લી કડીઓ લખી ગયા. આ કડીઓ સુરદાસે ઓળખી કાઢી. કૃષ્ણદાસપર આવી અતૂલ કૃપા કરી હતી.

૧૧. એક સમય કૃષ્ણદાસ આગ્રે સામગ્રી લેવા ગયા; ત્યાં એક અતિ ખુબસુરત વેશ્યાને અદ્ભુત ગાન તથા નૃત્ય કરતી જોઇને કૃષ્ણદાસે મનમાં સંકલ્પ કર્યો કે આ શ્રીનાથજી લાયક વસ્તુ છે તેથી તેને અમુક રકમ આપવી કરી શ્રીનાથજી પાસે લાવ્યા અને પોતે એક પદ બનાવ્યું હતું તે ગાઇને શ્રીનાથજી સન્મુખ નૃત્ય કરવા કહ્યું. તે પદ પુરૂં ગાઈ રહી કે તુરત તે વેશ્યાના પ્રાણ ચાલ્યા ગયા, અને શ્રીનાથજીએ લીલામાં તેનો અંગીકાર કરી લીધો. કૃષ્ણદાસના મનથી સમર્પેલી વસ્તુ પોતે અંગીકાર કરી આ પ્રમાણે પ્રભુ ભક્તની મોટાઇ વધારે છે." "अहंभक्त पराधीन" તે આનું નામ.

આ પ્રમાણેની અનવધિ કૃપા થવાથી કૃષ્ણદાસની વાત ઠેકાણે રહી નહિં. પ્રથમ કહી ગયા તે પ્રમાણે ગંગા ક્ષત્રાણીની દૃષ્ટિને લીધે, ફરી રાજભોગ ધરવાની જરૂર પડેલી, અને પછીથી શ્રીગુસાંઇજીએ કહેલા વચનની ખુનસ રાખી, સેવા તથા દર્શન બંધ કર્યાં તેમ શ્રીગોવર્દ્ધન ઉપર પણ આવવાની શ્રીગુસાંઈજીને સખત મનાઈ કરી. શ્રીગુસાંઇજીને મના કરનાર કોણ હોઈ શકે? કોઇજ નહિં, પણ પોતે એમ જાણ્યું કે હમણાં શ્રીનાથજીની

એમજ ઇચ્છા છે, માટે નિજેચ્છાને માન આપી, ત્યાંથી ચાલી નીકળી ચંદ્ર સરોવર ઉપર આવીને બિરાજ્યા. થોડો વખત શ્રીગોકુલ અને થોડો વખત ચંદ્ર સરોવર ઉપર બિરાજ્યા. શ્રીનાથજીની ધ્વજાની સન્મુખ બિરાજી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા. શ્રીનાથજીના મંદિરની એક બારી ચંદ્ર સરોવરની દિશા તરફ પડતી હતી તે બારીમાં પધારીને શ્રીનાથજી શ્રીગુસાંઈજીને દર્શન આપતા હતા; પણ આ વાતની ખબર કૃષ્ણદાસને પડી તેથી તેમને કયાંથી ગમે ? તેથી એકદમ તે બારી ચુનાથી ચણાવી બંધ કરી દીધી. પછીથી તો શ્રીધ્વજાજીની સન્મુખ બિરાજીનેજ શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા.

આટલેથી થોડોક વખત કૃષ્ણદાસની વાર્તા બંધ કરી "વિજ્ઞપ્તિ" માટે થોડું લખવું યોગ્ય છે.

## વિજ્ઞપ્તિનું દિગ્દર્શન.

શ્રીમદ્ ભગવન્વદનાનલાવતાર, અખંડ ભૂમંડલાચાર્યવર્ય, અગ્નિસ્વરૂપ, શ્રીપૂર્ણ પુરૂષોત્તમ શ્રીમદ્વલ્લભાચાર્યજીના ચોરાશી રત્નવર્યો માંહેના ઉપર કહેલા પરમકૃપાપાત્ર ઐશ્વર્યગુણસંપન્ન ભક્તરત્નવર્ય કૃષ્ણદાસજી અધિકારીએ અધિકારની પ્રાપ્તિના સૌભાગ્ય મદથી શ્રીવિઠ્ઠલનાથજીને શ્રીગોવર્દ્ધનધર, શ્યામસુંદરસ્વરૂપ, વ્રજમંડલચંદ્ર, શ્રીનાથજીની સેવા તથા દર્શનથી દૂર

કર્યો તે કારણથી તેમણે જે વિપ્રયોગ જે વિરહાગ્નિ છ માસ સુધી દિવસ અને રાત્રિ અનુભવ્યો તેજ વિપ્રયોગના ભાવરૂપ આ "વિજ્ઞપ્તિ" ગ્રંથ છે, વિપ્રયોગનુંજ સ્વરૂપ છે. દીનતાથી ભરેલો સમુદ્ર છે, આશ્રયનું આશ્રયસ્થાન છે, અને અ-લૌકિક આનંદ અનુભવ કરાવનાર વસ્તુઓથી ભરપૂર છે. દીનતા, આશ્રય, દઢતા, વિપ્રયોગ વિગેરે શિવાય બીજું કાંઇ તેમાં જોવામાંજ આવતું નથી.

આ વિજ્ઞપ્તિ પત્રો લખનાર—શ્રીગોવર્દ્ધનધરના અસહ્ય વિપ્રયોગનો અનુભવ કરનાર,અને શ્રીગોવર્દ્ધન ધરણ સ્વરૂપજ શ્રીગુ-સાંઇજી છે. પોતેજ આ પત્રો શ્રીનાથજી ઉપર લખી મોકલ્યા છે.

સેવા તથા દર્શન બંધ થવાથી જેમના પ્રાણ વિકલ થઈ ગયા છે, જે સર્વ પ્રકારનું લૌકિક ભાન વિસરી ગયા છે, સેવા તથા દર્શન વિના એક ક્ષણ પણ રહી ન શકે તેવા, સેવા તથા દર્શ-નને માટે તો આ મનુષ્ય દેહ જેમણે ધારણ કર્યો છે તેવા, અને શ્રીનાથજીના સ્વરૂપમાં જેમની આસક્તિ અખંડ થઈ ગઇ છે તેવા શ્રીગુસાંઇજીએ, સેવા તથા દર્શનની મના થવાથી વિયોગની સ્થિતિમાં આ પત્રો લખ્યા છે. લૌકિકનો જેમાં જરા અંશ પણ નથી, તેમ ગંધ પણ નથી, તેમજ ગૂઢ રીતે શિક્ષાથી ભરપૂર છે, વિપ્રયોગથી થતા અસહ્ય દુઃખનુંજ વર્ણન છે. એ દુઃખ પાસે પ્રાણની પણ ગણના કરવામાં આવી નથી, કોઈ પણ પ્રકા-રના અલૌકિક સુખને આ વિપ્રયોગ દુઃખ પાસે તુચ્છ ગણી કાઢવામાં આવ્યું છે. પ્રભુનો અંગીકાર એજ ખરી વસ્તુ છે,

દીનતા, દૃઢતા અને આશ્રય એજ ભકતોનાં ધન અને સાધન છે, અને ધૈર્ય અને અંગીકૃતિ એજ ભકતોના આધાર રૂપ છે. આવી રીતે રોમાંચોને ઉત્પન્ન કરે તેવું, પત્થરને દ્રવીભૂત (પીગળાવી) કરે તેવું, આસક્તને ભક્ત બનાવી દે તેવું, મદોન્મત્તને દીન બનાવી દે તેવું, અને પ્રભુની સેવા અને દર્શન શિવાય ભક્તને બીજું કાંઇજ કર્તવ્ય નથી એવુંજ, જેમાં વર્ણન છે.

આ પત્રો લખવાનો પોતાના તરફનો હેતુ તો માત્ર શ્રી નાથજીને અતિ દીનતાથી વિનંતિ કરવાનો છે કે હે નાથ! મને આપની સેવા તથા આપનાં દર્શન આપો.

આ પત્રોમાં સર્વોત્કૃષ્ટ પરમાર્થ સમાયેલો છે. જીવે લેવાનો અસરકારક બોધ તેમાં રહેલો છે. શ્રીગુસાંઇજી પોતાને એક સામાન્ય જીવ સમાન ગણીને, સર્વ હકીકત શ્રીજીને નિવેદન કરે છે; તે પ્રમાણે જીવે પણ વાંચતી તથા સમજતી વખતે આ હકીકત પોતાને માટેજ છે તેમ સમજી બોધ લેવાનો છે. જીવ કોણ સ્વરૂપ છે! પ્રભુ તથા જીવને શું સંબંધ છે! જીવની શી સ્થિતિ છે! શી ગતિ છે! શું કર્ત્તવ્ય છે! દીનતાની પ્રાપ્તિ કરવા માટે કેવી રીતે રહેવું પડે છે! અંગીકૃતિ શી વસ્તુ છે! ભકતોનો સર્વ આધાર શેનાપર છે! ધૈર્યને કેટલે દરજ્જે સાચવી રાખીને કેવી ખડી તરવારની ધારપર ચાલવાનું છે! વિગેરે વિગેરે વસ્તુઓનો ગૂઢ બોધ વિજ્ઞપ્તિ પત્રોમાં સમાયેલો છે તેનો સર્વેએ વિચાર કરવાનો છે.

આ વિજ્ઞપ્તિ પત્રો બરોબર વિયોગનોજ અનુભવ કરતા

હોઈએ તેવી સ્થિતિમાં વાંચવા માત્રથીજ હૃદય ભરાઇ આવે છે, રોમાંચ થઇ આવે છે, નેત્રમાં ભગવદ્ રસ ભરાઈ આવે છે, આંસુ ઉભરાઈ આવે છે, શરીર થરથરી ઉઠે છે, અન્ય ભાન વિસરી જવાય છે, અને શુદ્ધિ જતી રહે છે. ટુંકામાં ઘણીજ થોડી મુદતમાં નિરોધ સિદ્ધ કરવાની ચમત્કારીક અસર આ પત્રો વાંચવાથી થાય છે.

વાણી ઉપર વળી બીજીજ પ્રકારની અસર થાય છે. વાણી દીનતાથીજ ભરેલી થઇ જાય છે, મમતાના વાકયોનો તો ઉચ્ચારજ બંધ થઈ જાય છે, શુદ્ધતા અને સરલતા વાણીમાં આવી જાય છે, પ્રપંચનો નાશજ થઇ જાય છે અને મુખરતા દૂર થઇ જાય છે, જરૂર જેટલુંજ બોલવાની વૃત્તિ થઈ જાય છે.

કાયાપર કાંઇ અલૌકિક અસર થઈ આવે છે. આ દેહ ( અન્ય વસ્તુઓની સાથે ) જે પ્રથમ શ્રીઠાકુરજીને અંગીકાર કરવામાં આવ્યો છે તેના નિવેદનનું બરોબર સ્મરણ થઈ આવે છે, જેથી દેહપરની મમતા ચાલી જાય છે, અને પ્રભુ કાર્યમાંજ જોડવા માટે અષ્ટ પ્રહર વલણ થયા કરે છે. ઘડીકવાર પણ દેહને કામ ( સેવા ) વિનાનો રહેવા દેવાની ઈચ્છા થતીજ નથીઃ તેમાં વળી લૌકિક તથા પોતાના સ્વાર્થના કામ માટે તો નહિંજ, પણ માત્ર પ્રભુના સેવા સંબંધી કાર્યમાંજ જોડાઈ રહેવાની ઈચ્છા થાય છે, લૌકિકપરતો દેહ પણ જોડાવા માટે રૂચી કરતોજ નથી, તેવો સેવામય દેહ થઈ જાય છે.

પ્રભુ દર્શન વિના ઘડી પણ ચાલતુંજ નથી, રહીજ શકાતું

નથી, ગદ્ગદકંઠ થઇ જવાય છે. દર્શનના અનોસરમાં પણ શ્રીઠાકુરજીના શૃંગાર હાસ્ય આદિનુંજ સ્મરણ રહે છે અને જાણે સંયોગરસનોજ અનુભવ થતો હોય તેમ ભાસે છે. દર્શનનું તો વ્યસનજ થઈ જાય છે.

ઉપર કહી ગયા કે સેવા વિના તો દેહથી રહેવાતુંજ નથી. સેવામાં નિમગ્ન રહેવાથી લૌકિક અધ્યાસો બાધા પણ કરતાજ નથી. ક્ષુધા તૃષાનું સ્મરણ પણ થતું નથી. કદાપિ ક્ષુધા તૃષા લાગે તો, સેવા માટે દેહની સ્થિતિ રાખવા સારૂ, પ્રભુસમર્પિત મહાપ્રસાદનું સેવન થાય છે. કોઈ પણ પ્રકારના સ્વાદથીતો નહિંજ, પણ સેવા માટે દેહ ટકાવવાનાજ હેતુથી.

આ વિજ્ઞપ્તિ પત્રો વિપ્રયોગનાજ ભરેલા છે તે કહી ગયા. " વિપ્રયોગ ' જીવની શું દશા કરી નાંખે છે તેના દૃષ્ટાંતો તો ચોરાશી તથા બસોબાવન રત્નો માંહેજ ભરેલાં છે. તેમાંના માત્ર બે ત્રણ રત્નોનોજ વિપ્રયોગ પ્રસંગ અહિં ટુંકામાં કહેવો એજ યોગ્ય છે.

વૈષ્ણવોને ખબર હશે કે **કુંભનદાસજી**ને શ્રીનાથજી પ્રતિ કેવો પ્રેમ હતો ? શું એક ક્ષણ પણ તે તેમના વિના રહી શકતા ? ના રહી શકાતુંજ નહિ. જ્યારે શ્રીગુસાંઇજીએ તેમને દ્વારકા યાત્રા કરવા આવવા માટે આજ્ઞા કરી, ત્યારે પ્રભુ આજ્ઞાનું ઉલંઘન તો થાયજ નહિ, પણ શું બનાવ બન્યો તે જુઓ ! થોડે દુર તો ગયા પણ નહિ હોય, લાંબા વખતનો વિયોગ પણ નહિ થયો હોય, તેટલામાં તો તેમના દેહની વિકલ

દશા થઈ ગયેલી શ્રીગુસાંઇજીએ જોઈ. એટલે તુરત તેમને પાછા જવા આજ્ઞા કરીને કહ્યું કે તમે તો યાત્રા પૂર્ણ કરી; માટે ઝટ જાઓ ત્યાં શ્રીનાથજીની પણ તમારા જેવીજ સ્થિતિ છે. કુંભનદાસજીએ આ વખતે આંખમાંથી અશ્રુપ્રવાહ વહેતાં એક પદ ગાયું ॥ રાગસારંગ ॥

## કેતેદિન હે જુ ગયે બિન દેખે.

તરૂણ કિશોર રસિક નંદનંદન, કછુક ઉઠત મુખરેખે— ૧
વહ સોભાગ્ય વહ કાંતિ વદનકી, કોટિક ચંદ્ર વિશેખે;
વહ ચિતવની વહ હાસ્ય મનોહર, વહ નટવર વપુ ભેખે—૨
શ્યામસુંદર સંગ મિલિ ખેલનકી, આવત જીય અપેખે;
કુંભનદાસ લાલગિરિધર વિનુ, જીવન જન્મ અલેખે— ૩

વળી બીજું દૃષ્ટાંત જુઓ—ગજનધાવન શ્રીનવનીતપ્રિયાજીના કેટલા કૃપાપાત્ર હતા? તેમના તે ઘોડા થતા હતા, એટલે મનુષ્ય હતા છતાં પણ, ઘોડા બનતા તે વખતે મનુષ્ય દેહનું ભાન ભુલી જતા; દેહની ક્રિયાઓનું પણ ભાન વિસરી જતા, તે તો તેમની વાર્તામાં લખ્યું છે. તેમને એક સમય, જ્યારે શ્રીનવનીતલાલજીને રાજભોગ ધર્યો હતો, તે સમયે શ્રીઅક્કાજીએ પાન લેવા માટે મોકલ્યા, ત્યારે થોડાંજ ડગલાં ભર્યાં નહિ હોય, તેટલામાં તો તેમની કેવી દશા થઇ ગઈ? જ્વર એકાએક કયાંથી ચઢી આવ્યો? અને કઈ જગોપર આળોટી પડયા? વળી અહીં ઘેર શ્રીનવનીતલાલજીની શી સ્થિતિ થઈ? તેમણે તો ગજનજી વિના આરોગવાનીજ ના પાડી. એટલે એકદમ ગજનને બોલા-

વવા પડ્યા. કેવો ગજનનો પ્રેમ! અરે વાહરે ગજનજી !આપના પ્રેમ આગળ તો આખા વિશ્વનો પ્રેમ વારણે છે! તે દિવસથી ગજનધાવનને કાંઇપણ કામ માટે બહાર નહિ મોકલવા માટે આજ્ઞા થઇ ગઈ.

ઉપરના બે દૃષ્ટાંતોથી વૈષ્ણવોના મનમાં ઘણીજ અસર તો થઇ હશે. ત્રીજું દૃષ્ટાંત શ્રીવલ્લભકુલનું પણ જુઓ. સપ્તમ લાલજી **શ્રીઘનશ્યામજી** જેમને માથે શ્રીમદનમોહનજીની સેવા બિરાજતી હતી, તે શ્રીઠાકુરજી, કાંઇ ખટપટને લીધે, ચોરીમાં પધાર્યા ત્યારે શ્રીઘનશ્યામપ્રભુની શી સ્થિતિ થઇ? અન્નજળનો ત્યાગ, કાંઇપણ બોલવાનું પણ બંધ, ઉંડા ભોંયરામાંજ રહેવાનું, અને લૌકિક પવનથી પણ દૂરજ રહ્યા, અને અસહ્ય વિયોગનો અનુભવ કરતા કરતા, મનુષ્ય દેહનો ત્યાગ કર્યો, અને અખંડ લીલાની પ્રાપ્તિ કરી.

શું હૃદય ભરાઇ આવે એવી વાત નથી? પત્થરને પીગળાવી નાંખે એવો (પ્રભુપ્રતિ) સ્નેહ નથી? શું આ બધો લૌકિક સ્નેહ કે અલૌકિક? લૌકિકની તો ગંધ પણ ક્યાંથીજ હોય? અતિ સરલભાવ, પ્રપંચરહિત પ્રેમ, દ્રઢ આસક્તિ અને ગુરૂ કૃપા એજ મુખ્ય વસ્તુઓ:વડે, ભક્તોની સ્થિતિ છે.

શ્રીગુસાંઇજીની પણ આ છ માસમાં એવીજ સ્થિતિ થઇ હતી. શ્રીઅંગ ખોખા જેવું (પીંજરા જેવું) થઇ ગયું હતું, પોતાના બાળકો વિનંતિ કરવા માટે પધાર્યા, કે આપ અન્ય સ્વરૂપો, જેમાં આપની આસકિત હોય તેવાની સેવા કરો, ત્યારે

કાંઇપણ બીજો ઉચ્ચાર નહિ, પણ એજ શ્યામસ્વરૂપ શ્રીગોવર્દ્ધનધર વિના મારી આસકિત બીજે કયાંઇ છેજ નહિ, એજ ઉચ્ચાર, એજ સ્મરણ અને એજ રટણ. ચાતકના જેવુંજ પતિવ્રત, તેવોજ સ્નેહ, તેવોજ વિપ્રયોગ તેના જેવી દૃઢતા, અને છેવટે ફળ પણ તેવુંજ. વળી બીજું એ કે પોતાના મનમાં કૃષ્ણદાસ પ્રત્યે કાંઇ દ્વેષ કે વેર બિલકુલજ નહિ તેમ તેનો વિચાર માત્ર પણ નહિ- સેવા અને દર્શન પ્રાપ્ત થયાં, અધિકારીજીને બીરબલ બંદીખાને ઘસડી લઈ ગયા છે એવી ખબર મળી કે તુરત બોલી ઉઠ્યા, હાય ! શ્રીમહાપ્રભુજીના અનન્ય સેવકને આટલું બધું કષ્ટ ! તેમના વિના પોતાને અન્નજળ લેવું નહિ એવી તેજ સમયે પોતે પ્રતિજ્ઞા કરી. આ વાતથી શ્રીગિરિધરજી કૃષ્ણદાસને છોડાવી લાવવા માટે દોડી ગયા. બંદીખાનેથી પાછા આવતી વખતે, તેમને સામા લેવા જઇને, દર્શન આપ્યાં, તેમના આવ્યા પછી પોતે ભોજન કર્યું આ સર્વ વિષયો કેટલી કૃપાથી ભરપૂર છે ? ભકતને માટે કેટલી કૃપા ! કેટલી દયા ! જેનો પાર હશે કે નહિ ! આવી દયાથી તો હદ આવી ગઈ ! શું આ દયા પોતાના સાક્ષાત્ પુરૂષોત્તમત્વને સિદ્ધ કરવામાં જરા આંચકો ખાય કે ! સાક્ષાત્ લીલાવાસી શ્રીપૂર્ણપુરૂષોત્તમજ, જીવને શિક્ષા માટેજ આ સર્વ કાર્ય કરે છે. ( પોતે પૂર્ણ કામ છે. )

શ્રીગુસાંઇજી પાસે હમેશાં રામદાસ મુખિયાજી, રાજભોગ આરતિ કયા બાદ અનોસર કરી, આપનાં દર્શન કરવા આવતા હતા અને દર્શન કરી ચરણોદક લઇ, પાછા ગોવર્દ્ધન જઇને

ત્યાં મહાપ્રસાદ લેતા હતા. આવો એમનો ટેક હતો. તેમના જતી વખતે શ્રીગુસાંઇજી શ્રીનાથજી ઉપરનો વિજ્ઞપ્તિ પત્ર આપતા હતા, તે પત્ર રામદાસજી બપોરના શ્રીનાથજીને આપતા હતા. શ્રીનાથજી આ પત્ર વાંચીને મુખીયાજીને પાછો સોંપી દેતા હતા, જેને તેઓ ગોખમાં એકઠા કરી રાખતા હતા, અને શ્રીનાથજી, પત્રનો જવાબ લખી આપતા હતા, તે બીજે દિવસે રામદાસજી લઇને આવતા; શ્રીગુસાંઈજી પત્ર વાંચીને તેને જલમાં ઘોળીને પી જતા હતા. આ એકઠા કરેલા પત્રો "બૃહતસ્તોત્રસરિત્ સાગર ભાગ બીજામાં" સંસ્કૃત ભાષામાં છપાઈ ગયા છે. તે શ્લોકો માંહેના ૨૦૪ શ્લોકનું ભાષાંતર આ ગ્રંથમાં દાખલ કર્યું છે, બીજા ૨૧ શ્લોકોનું ભાષાંતર દાખલ ન કરવાનું કારણ એ છે કે તે માંહેના થોડા તો વિરૂદ્ધ અસર ઉપજાવે તેવા છે, કારણ કે સ્ત્રી ભાવથી લખાયેલા છે, અને બીજા સાધારણ શ્લોકો છે, જેમાં કોઈ પ્રકારની શ્રીનાથજી પ્રત્યે વિનંતિ જોવામાં આવતી નથી.

શ્રીગુસાંઈજીની વિપ્રયોગની વિમલ વાણી ભકતોને વિપ્રયોગનું ફલ સિદ્ધ કરી આપે તેવીજ છે. જેમ પોતાને છ માસ પછી શ્રીનાથજીની સેવા તથા દર્શન મળ્યાં તેમજ આ વિજ્ઞપ્તિનો ભાવ સહિત પાઠ કરનારને શ્રીનાથજીની સેવા અને દર્શન અવશ્ય મળે છે તેમાં સંદેહ નથી.

વિપ્રયોગ સ્થિતિમાં શ્રીગુસાંઇજી પોતાના દેહનું ભાન ભુલી ગયા છે તે હકીકત લગભગ દરેક શ્લોકમાંથી મળી આવે છે, કારણ કે દરેક શ્લોકમાં વિશેષે કરીને સખીને અને પતિને સં-

બોધીનેજ લખેલું છે, એટલુંજ નહિં પણ પોતે પણ સ્ત્રીભાવથી લખેલું છે તેવું ઘણે સ્થળે વર્ણન છે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પોતે દેહાનુસંધાન વિસરી ગયા છે, અને લીલા સ્થાનમાં પોતાનું જે શ્રીચંદ્રાવલીજીનું સ્વરૂપ છે તેનો પૂર્ણ આવેશ આવી ગયો છે; વળી લીલામાં પણ શ્રીસ્વામીનિજી, શ્રીચંદ્રાવલીજી, શ્રીલલિતાજી, શ્રીઠાકુરજી વિગેરે સર્વેને અરસ્પરસ શાપ થયેલા છે તે વાત સત્ય કરવા માટે છ માસનો શ્રીગુસાંઈજીને થયેલો વિયોગ, તેમનો શ્રીસ્વામીનિજી દ્વારા પ્રાદુર્ભાવ વિગેરે વિગેરે લીલાની વાર્તાપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ વિયોગ કોઈ પ્રકારના લૌકિક સંબંધમય નથી પણ સર્વ લીલામય છે, તેમાં સંદેહ કરવા જેવું છેજ નહિં, લૌકિક સંબંધ હોય તો છ માસ પુરા થયા પછી, જ્યારે શ્રીનાથજીની સેવા તથા દર્શન શ્રીગુસાંઇજીને મળ્યાં, અને કૃષ્ણદાસ બંદીખાને ઘસડાઈ ગયા છે તે વાતથી શ્રીગુસાંઇજી ખુશ થવા જોઇએ, તેમ જ કૃષ્ણદાસ ઉપર વેર તથા દ્વેષ થવો જોઇએ; પણ આંહી તો તે વેર કે દ્વેષ માંહેની કાંઈ વાતજ કયાં છે? વેર કયાંથી અને કૃષ્ણદાસને દુઃખી જોઇ પોતે સુખી કયાંથી? જેવી ખબર પડી કે કૃષ્ણદાસ બંદીખાને ગયા છે, કે તુરત પોતે તેમના પાછા આવ્યા વિના અન્ન જળ લેવાનો ના કહી, ને બંદીખાનેથી છુટીને આવ્યા ત્યારેજ પ્રસાદ લીધો, અને અત્યાનંદથી ફરીથી શ્રીનાથજીનો અધિકાર તેમને સોપી દીધો. એ બધો તો અલૌકિકનોજ સંબંધ! આમાં લૌકિકની ગંધ પણ ક્યાં છે! માત્ર સર્વેને ગોલો-

કમાં જે જે આજ્ઞાઓ થઇ હતી તે પ્રમાણે સર્વેએ અનુભવ કર્યો, અને સમય વીત્યો એટલે પાછા પોત પોતાને સ્થળે પધાર્યા. માટે શ્રીગુસાંઇજીને વિયોગની સ્થિતિમાં પૂર્ણ રીતે શ્રીચંદ્રાવલીજી નો આવેશ છે, તે નકકીજ છે અને તેથીજ શ્રીનાથજીને પત્રમાં, હે નાથ ! હે અંગ ! હે પતિ ! એવાં સંબોધનો લખે છે.

આ પ્રમાણે અધિકારીજી પાછા પ્રથમની પેઠે તન મન અને ધનથી સેવા કરવા લાગ્યા. એક વખત કોઇ વૈષ્ણવ તરફથી કુવો ખોદાવવા માટે અમુક રકમની સેવા આવવાથી તેમણે કુવો ખોદાવ્યો, તે કુવાનું મ્હોં બાંધવા માટે થોડી રકમ દાટીને રાખી હતી. કુવો બંધાઇ રહ્યા પછી કૃષ્ણદાસ તે જોવા ગયા, એટલામાં પગ સરકી જવાથી કુવામાં પડયા, ને તેમનો દેહ તેમાંથી હાથ લાગ્યો નહિં; કારણ કે તેમનામાં જે અલૌકિક જીવ હતો તેતો શ્રીનાથજીની લીલામાં પ્રાપ્ત થયો. અને લૌકિક જીવ તથા શરીર જેણે શ્રીગુસાંઇજીની અવજ્ઞા કરી હતી. તેને ભોગ ભોગવવાના હતા, તેથી ભોગ ભોગવ્યા પછી પ્રેતયોનિની પ્રાપ્તિ થઈ, અને એક પીપરના વૃક્ષ ઉપર રહ્યા.

વારંવાર શ્રીગુસાંઇજીને ઉદ્ધાર કરવા માટે વિનંતિઓ મોકલતા હતા. જ્યારે સમય આવ્યો ત્યારે શ્રીગુસાંઇજીએ ધ્રુવ ઘાટઉપર તેમની ઉત્તર ક્રિયા કરાવી, પ્રેતયોનિમાંથી મુક્ત કર્યા, અને પછી દિવ્ય દેહની પ્રાપ્તિ કરી, લીલામાં પ્રવિષ્ટ થઇ ગયા.

શ્રીનાથજી હમેશાં કૃષ્ણદાસને દર્શન આપતા હતા, તથા

તેમની સાથે બોલતા હતા, તે એટલાજ માટે કે શ્રીગુસાંઇજીની કાનીથી કૃષ્ણુદાસજીની બાંહ પકડી હતી તેથીજ; પણ તેમનો ઉદ્ધાર શ્રીગુસાંઈજીના હાથમાં હતો, કારણુ કે અપરાધ તેમનો કર્યો હતો.

શ્રીગુસાંઈજી તો પરમ દયાલજ છે, તેમણે કોનાપર દયા નથી કરી ! કૃષ્ણુદાસ ઉપર તેમણે શું કમ દયા કરી હતી ? ત્યારે શું હવે આ સમય આવી જુજ બાબતમાં તેમનાપર દયા કર્યો વગર રહે કે ? ના ! ના ! જરૂર દયા કરેજ અને પોતાના "પરમ દયાલ" નામને સત્ય કરેજ.

કૃષ્ણુદાસના ઉદ્ધાર પછી શ્રીગુસાંઈજી વારંવાર વૈષ્ણુવ સમૂહમાં તેમની બહુ સરાહના કરતા હતા, અને શ્રીમુખે કહેતા કે, કૃષ્ણુદાસે ત્રણુ વસ્તુઓ બહુજ સારી કરી છે, એક તો એ કે શ્રીનાથજીનો અધિકાર જેવો કૃષ્ણુદાસે કર્યો તેવો કોઇએ કર્યો પણુ નહોતો અને હવે કોઇ એવો કરી શકશે પણુ નહિં. બીજું એમણે જે કીર્તનો ગાયાં છે તે અતિ અદ્ભુત છે. અને ત્રીજું એ કે શ્રીમહાપ્રભુજીના સેવક થઇને તેમણે જેવી સેવા કરી હતી તેવી સેવા બીજા કોઈથી થઇ પણુ નથી અને કોઇથી થવાની પણુ નથી. આવી રીતે જેમની સરાહના (વખાણુ) શ્રીગુસાંઇજી શ્રીમુખે વૈષ્ણુવ સમૂહમાં કરતા હતા તેવા કૃષ્ણુદાસ શું કોઇ સામાન્ય જીવ હોઇ શકે કે ! ના નહિ, કદાપિજ નહિ, તે તો લીલામાંહેનાજ જીવ હતા, શ્રીઠાકુરજીની આજ્ઞાથી લીલાસ્થાનમાંથી પૃથ્વિપર પધાર્યા હતા, અને જે કાંઇ કાર્ય કરવાનું

હતું તે પૂર્ણ થયેથી, પાછા લીલામાંજ પ્રાપ્ત થયા. લૌકિકનો સંદેહ કરવોજ નહિ.

આ વિજ્ઞપ્તિ પત્રો પણ અલૌકિક ભાવથીજ ભરેલા છે, મનન કરવા જેવા છે અને દીનતા શીખવા માટે તો એક પગથીયારૂપ છે. આ પત્રોમાં વિવેક, ધૈર્ય, આશ્રય, દઢતા, વિપ્રયોગ આદિ અલૌકિક વસ્તુઓનું દિગ્દર્શન કરાવેલું છે અને દીનતા રસથી તો જાણે રસેલાજ છે. ટુંકામાં વિજ્ઞપ્તિપૂર્વક કહેવાનું કે ભાવસહિત વાંચન અને મનન કરવાથી તેનું અલૌકિક ફળ જરૂર જણાય છે.

હવે છેવટમાં શ્રીગુસાંઇજી તથા કૃષ્ણદાસજીના આ અતિ રહસ્ય ભરેલા પ્રસંગમાં વૈષ્ણવોએ સુંદર શિક્ષાઓ ગ્રહણ કરવાની છે, તેનું ટાંચણ નીચે પ્રમાણે છે—

કૃષ્ણદાસ જેવા એક શૂદ્રજાતિના ક્ષેત્રકારના પુત્ર ઉપર, જે જે અતિ દુર્લભ કૃપા શ્રીનાથજી, શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીએ કરી, તે એમ સ્પષ્ટ દર્શાવે છે કે, શ્રીમહાપ્રભુજીના (અનુગ્રહ) પુષ્ટિમાર્ગમાં, ગમે તેવા જીવનો પ્રવેશ છે. શૂદ્રોને, કાંઇ હલકી વર્ણના હોવાથી, પ્રતિબંધ છેજ નહિ. નિજેચ્છાથીજ કૃપા કરે છે, અને અંગીકાર કરે છે.

કૃષ્ણદાસે આગ્રા, અડેલ, ગોપાલપુર, મથુરા વિગેરે ગામોથી થોડાજ વખતની મહેનત લઇ, શ્રીનાથજીની ઇચ્છા પ્રમાણે બંગાળીઓને સેવામાંથી દૂર કર્યા, તેમની સામે મોટો ઝગડો

ક્યો, રાજા પ્રધાન ઉપરના પત્રો મેળવીને, અતિ મુશ્કેલકાર્ય કરવાને જરા પણ પાછી પાની કરી નહિ, ને છેવટ તે કાર્યમાં પાર પડયા; શ્રીગુસાંઇજીની અતિ કૃપા પ્રાપ્ત કરી, શ્રીનાથજીની પણ કૃપા સંપાદન કરી, શ્રીનાથજીની મોટામાં મોટી અધિકારીની પદવી મેળવી, અને ગયેલી પદવી પાછી કૃપાવડે ફરીવાર મળી; વિગેરે સઘળાં કામો તેમણે કોઇ સાધારણ જીવથી ન બને તેવાં કર્યાં; તે સર્વ શ્રીઆચાર્યજીના ષઠ ગુણો માંહેના ઐશ્વર્ય વીર્ય આદિ ગુણોનો પ્રભાવ છે. ભકતોમાં તથા ભકતોના કાર્યમાં આ ગુણોનો આ વિર્ભાવ પ્રભુ સ્વઈચ્છાથી દર્શાવી આપે છે તેનો આ સચોટ દ્રષ્ટાંત છે.

અતિશય વીર્ય તથા યશની પ્રાપ્તિ થયા પછી જીવની ગતિ સ્થિર રહી શકતી નથી; તે રાત્રિદિવસ પ્રતિષ્ઠાના વિચારમાંજ દોલાયમાન થઇ જાય છે, તેથી પ્રથમ તો સેવામાંથી દુર થવાનો સમય આવે છે. અહંકાર રૂપી શત્રુ મગજમાં ભરાઈ જાય છે, જે પ્રભુ કદાપિ સહન કરી શકતા નથી. તેમજ પોતાના ભક્તનું અનિષ્ટ પણ થવા દેતા નથી, તેથી આ અહંકારને દુર કરવા માટે પ્રભુ વિચારે છે. પ્રથમતો અહંકારની વૃદ્ધિ થવા દે છે, અને પછી કૃપા બળવડે, સહેજ બાબતમાં અહંકારનો નાશ કરી નાંખે છે. કૃષ્ણદાસની બાબતમાં પણ તેજ પ્રમાણે બન્યું. પ્રથમ તો અધિકારીની અતિ પ્રતિષ્ઠિત પદવી પ્રાપ્ત થઇ, અને તેથી અનહદ સત્તા મળી, સત્તા સાથે અહંકાર આવ્યો. આ અહંકારને દુર કરવા માટે, પ્રથમ તો તેની વૃદ્ધિ કરી એટલે કે કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીને શ્રીનાથજીની સેવા તથા

દર્શન તો બંધ કર્યાં એટલુંજ નહિ; પણ ગોવર્દ્ધનપર આવવાની પણ સખત મના કરી દીધી, અને વળી જે બારીમાં શ્રીનાથજી શ્રીગુસાંઇજીને દર્શન આપવા પધારતા હતા, તે બારી પણ ચુનાથી ચણાવી બંધ કરી દીધી. હવે આ કૃત્યોથી અહંકારની અવધિ આવી ગઇ. એટલે હવે કૃષ્ણદાસને શિક્ષા સહન કરવાનો સમય આવ્યો. કારણ અહંકારને પ્રભુએ દૂર કરવો છે. પોતે બંદીખાને ઘસડાઈ ગયા. આ શિક્ષા મળી ચુકી પણ પ્રભુએ તો સહેજ બાબતથીજ આ અનુગ્રહનું કાર્ય કરવાનું હતું, તેથી કૃષ્ણદાસની બંદીખાને જવાની વાત સાંભળી તુરત, પોતે અન્નજળ ન લેવાની પ્રતિજ્ઞા કરી. એથી કરીને શ્રીગિરિધરજીને તેમને છોડાવવા દોડી જવું પડયું, અને પાછા લાવ્યા ત્યારેજ પોતે ભોજન કર્યું. પહાડ જેવા અહંકારનો, કૃપાના વજ્રબળથી ક્ષણમાં નાશ કરી દીધો. શૂલિનું વિઘ્ન સોયવડે દૂર કર્યું. કૃપાવૃષ્ટિ કરીને પાછો અધિકાર સોંપી દીધો. જીવે આ ઉપરથી શિક્ષા લેવાની કે અતિ સત્તાથી પોતાને ભુલી જવું નહિ, સત્તાની પ્રાપ્તિથી દીન થવામાંજ શોભા છે આમ્રવૃક્ષોની સત્તા ( ફલોનો ભાર ) મળવાથી નમ્ર થતાં જાય છે. અહંકાર આવે તો પછી તેનો દંડ સહન કરવોજ જોઇએ કારણ કે તે દંડ અનુગ્રહ માટેજ છે.

ગુરૂની અવજ્ઞા કરવી તે મહાન્ અપરાધ છે તે તો સર્વે કોઇ જાણે છે. તોપણ ગુરૂ તે અપરાધને અણુ સરખો માની લેછે. આ વાતમાં કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીની કાંઈ થોડી અવજ્ઞા કરી નહોતી. આ અવજ્ઞાના અપરાધ પ્રમાણે કાંઈ થોડી શિક્ષા તો

નજ થવી જોઇએ, પણ પોતે તો પરમ દયાલ છે તેમના હાથે સખત શિક્ષા કેમ થઈ શકે ? જુઓ કે કૃષ્ણદાસના અપરાધ કરતાં શ્રી ગુસાંઇજીએ કરેલી ( નજીવી ) શિક્ષાનું કેવું કોમલ સ્વરૂપ છે ? માત્ર કુવામાં પડીને મરી જવું. થોડો વખત પ્રેત-યોની ભોગવીને પછી શ્રીગુસાંઇજીનાજ હાથે ઉદ્ધાર થઇ, લીલાની પ્રાપ્તિ થઇ જવી, એ કાંઈ શિક્ષા કહેવાયજ નહિં. અતિ દયા કરીને આવા મહાન્ અપરાધનું પોતે સહેજમાં નિવા-ણુ કર્યું, કારણ કે પોતે પરમદયાલ છે. એવા પ્રભુનો તથા એમના નિજ-જનોનો સદા જય થાઓ એવુંજ વલ્લભી સૃષ્ટિ હંમેશાં યાચે છે.

ઇત્યલમ.

| | |
|---|---|
| [illegible]ંગપોળ, ખતરીપોળ—અમદાવાદ. | લી. આપનો કૃપાકાંક્ષી, |
| ફાલ્ગુન શુક્લ દ્વિતીયા. | દાસાનુદાસ વૈષ્ણવ |
| સંવત ૧૯૭૭ | લલ્લુભાઈ છગનલાલ દેસાઇના |
| | જયશ્રીકૃષ્ણ |



॥ श्रीकृष्णाय नमः ॥



श्रीगोवर्धननाथ[1]पादयुगलं हैयंगवीनप्रियं[2] ।

नित्यं श्रीमथुराधिपं[3] सुखकरं श्रीविठ्ठलेशं[4] मुदा ॥

---

૧ શ્રીનાથજી, ૨ શ્રીનવનીતપ્રિયાજી, ૩ શ્રીમથુરેશજી, ૪ શ્રી વિઠ્ઠલેશરાયજી.

श्रीमद्द्वारवतीश[५]गोकुलपती[६] श्रीगोकुलेंदुं[७] विभु ।
श्रीमन्मन्मथमोहनं[८] नटवरं[९] श्रीबालकृष्णं[१०] भजेत् ॥ १ ॥
चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥ २ ॥
यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥ ३ ॥
सायं कुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवीतं परितनु वसनं गौरमम्भोजवक्त्रम् ।
प्राणानायम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षं मृगमद तिलकं विट्ठलेशं सुकेशम् ॥ ४ ॥
श्रीमद्गिरिधर[११]गोविंद[१२]बालकृष्णा[१३]ख्यवल्लभान्[१४] ।
रघु[१५]यदु[१६]कुलाधीशौ घनश्यामान्[१७]नमाम्यहं ॥ ५ ॥

---

५ श्रीद्वारकांनाथजी, ६ श्री गोकुलनाथजी, ७ श्री गोकुलचंद्रमाजी, ८ श्री मदनमोहनलालजी, ९ श्रीनटवरलालजी, १० श्री बालकृष्णलालजी, ११ श्री गिरिधरजी, १२ श्री गोविंदजी, १३ श्री बालकृष्णजी, १४ श्री गोकुलनाथजी, १५ श्री रघुनाथजी, १६ श्री यदुनाथजी, १७ श्री घनश्यामजी, એ રીતે શ્રીનાથજી આદિ સાતે સ્વરૂપ શ્રી મહાપ્રભુજી શ્રી ગુસાંઈજી આદિ સાતે બાળકોને દંડવત પ્રણામ કરવા

॥ श्रीकृष्णाय नमः ॥

# श्रीमत्प्रभुचरण-श्रीविठ्ठलनाथजी

## श्रीगुसांइजी कृता

# "विज्ञप्तिः"

૧. હે વ્રજપતિ ! આપ જો આપના ચરણકમલનું દાન કરવામાં જીવ પાસેથી સાધનની અપેક્ષા ( ઇચ્છા ) રાખશો તો બહુ દુઃખ થશે કારણ કે પ્રથમતો જીવ કે લો ? વળી તેની ( આપને પ્રસન્ન કરે તેવી ) ઉત્તમ કૃતિ કઇ ! માટે હે નાથ ! આપતો આપનુંજ અનુપમ માહાત્મ્ય વિચારીને, આપના શ્રીમુખકમલના રસથી, (દર્શનથી) મારા બન્ને નેત્રોને શાંતિ આપો.

૨ મારાં કરેલાં અનંત સાધનોથી પણ નિવારણ ન થાય, તેવા મારા ( પ્રબલ ) દોષોને હું જાણું છું, વળી વિશેષ અભાગ્ય એ છે કે, તે દોષો છોડવાને મારૂં મન પણ થતું નથી, તો પણ હે વિભો ! આપ તે દોષોના સમુહનો નાશ કરવા સમર્થ છો, હે વ્રજપતિ ! હું તો કેવળ અસમર્થ છું, તોપણ

શ્રીગોપીજનોના ચરણકમળના પરાગવડે મારૂં મસ્તક અંકિત થયેલું છે, તેથી હું તો આપનોજ છું; તેથીજ મને શોક તો બિલકુલ થતો નથી, પણ ઉલટો આનંદ થાય છે.

૩. જે પ્રભુને અર્થે, આ દેહ ધારણ કર્યો છે તેનીઇચ્છા પ્રમાણે જે થવાનું હોય તે ભલે થાઓ; હે કૃપાળુ પ્રભુ ! આપને જે ગમે છે તેજ આપ કરો છો, તેમાં અમારે કાંઇ પ્રાર્થના કરવા જેવું છે જ નહિ.

૪. જે પ્રભુના વિના, એક ક્ષણ પણ મારાથી રહીજ શકાય નહિ, એવું હું જે માનતી હતી, તે અત્યારે તેજ પ્રભુના વિના ક્ષણ તો શું પણ દિવસોને દિવસો, આ પ્રમાણે નિર્ગમન કરું છું; તો હવે આથી બીજું મારૂં કયું વધારે કપટ હોઈ શકે ? ( મારૂં સર્વથી મોટું આ કપટ છે ).

૫. અતિ વૃષ્ટિથી પીડા પામતા પોતાના વ્રજની રક્ષા કરવા માટે, આપે એકદમ શ્રીગિરિરાજ, એક અંગુલીપર ધારણ કરીને, સર્વે જીવોની રક્ષા કરી; ભકતોની આર્તિ તથા ભય જે સહન કરી શકતાજ નથી એવા આપે, વ્રજ ભકતોને દગ્ધ કરતા દાવાગ્નિનું પાન કરી લીધું; વળી ગોપસ્ત્રીઓને ( ગૌચારણમાં પધાર્યા પછી આપનાં દર્શન ન થવાથી ) જે વિપ્રયોગનો અગ્નિ ઉત્પન્ન થયો હોય તે શાંત કરવા માટે, આપ સંધ્યા સમયે ગૌશાળાઓમાં પધારતા; એવા અતિ દયાળુ શ્રીગોકુલના પતિ, અત્યારે મારીજ ઉપેક્ષા ( ત્યાગ કરે છે, તે શું કાંઇ વિશેષ કરૂણા કરવા માટે હશે ?

૬. હું એમ સમજું છું કે, હું મંદભાગી છું, કારણ કે શ્રીગોકુલેશ્વર પ્રભુએ, સ્વભક્તોનું દુઃખ ન સહન કરી શકવાનો જે પોતાનો સ્વભાવ, તેને, મારે માટે ફેરવી નાંખ્યો છે

૭. હે નાથ ! આપના વિયોગની મનોવ્યથાના સમુદ્રમાં આશા-રૂપી તૃણનું અવલંબન (આશ્રય) કરીને રહી છું, અને આપના અનુગ્રહના બળથી પ્રતાપથી તે સમુદ્રને તરૂં છું, અને તરીશજ.

૮. મેઘનો તો એવો સ્વભાવજ છે કે. તેના યોગ્ય સમયે તે અવશ્ય જલવૃષ્ટિ કરે છે, તોપણ (તૃષાથી) પીડિત ચાતક (જલને માટે) ઝંખના કર્યાજ કરે છે એમાં સંશય નથી.

૯. હે નાથ ! જોકે હું અપરાધી છું, તોપણ આપનો ચરણ સેવક છું, માટે ચરણ સેવકનો ત્યાગ કરવો, તે આપને ઉચિત નથી.

૧૦. હે સુંદર ! આપ મને કાળ તથા કર્મને આધીન કરો છો, તે પણ ઉચિત નથી. કારણ કે હું તો આપનો છું, અને વળી આપનો અંગીકૃત છું.

૧૧. હે પ્રભુ ! આપતો સ્વતંત્ર છો, મર્યાદાને ગણતા નથીજ; (આધીન નથી) અને ગોકુલ (ગાયોના સમૂહના, ભક્તોના સમુ-હના) ના પતિ છો, તેથી આ પ્રમાણે હું દીનતા પૂર્વક કહું છું.

૧૨. હે શ્રીગોકુલ પ્રાણનાથ ! હુંતો (આપને પ્રસન્ન કરવાના) સર્વ સાધનોથી રહિત છું, અને આપતો સર્વ સા-મર્થ્યયુક્ત છો, માટે મારો કદાપિ ત્યાગ કરશો નહિ.

૧૩. વળી, હે નાથ ! આપ જે કરશો, તે આપની ઈચ્છા-થીજ કરશો, તો પછી હે ગોપીજનના પ્રિય ! આપને વારંવાર શું વિનંતે કર્યા કરૂં.

૧૪ અખિલ વ્રજના આભુષણરૂપ આપ તેમના ચરણકમળની એક પણ રેણુ સર્વ રીતે સર્વને પવિત્ર કરવાને સમર્થ છે, તો જ્યારે તે ચરણકમળની અશેષ (સર્વ) રેણુથી, હું તથા મારૂં સર્વસ્વ, સનાથ થઈ ગયું છે, તો મને શી ધાસ્તિ છે?

૧૫. હે વ્રજનાથ! જેમ લાકડાની અંદરનો કીડો, અંદરનું બધું સત્ત્વ ખાઈ જાય છે. અને વળી અંદરથી બહાર કદાપિ નીકળતોજ નથી તેમ પ્રાણીઓના પ્રાણને અંદર રહીને ખાઈ જનારો, અને લક્ષ ઉપાયોથી પણ બહાર ન નીકળે તેવો, (આપની સાથેનો) સ્નેહ, શું સુખ આપતો હશે?

૧૬, ૧૭. હે પ્રભુ! આપનું નામ પણ ઉચ્ચારવાનો જીવનો અધિકાર (યોગ્યતા) નથી. કારણ કે આપનું નામ અલૌકિક છે. અને મારી (જીવની) વાણી તો લૌકિક છે. એમ છતાં પણ આપના નામનો પ્રતાપ હું જાણું છું. કે જે ક્ષણે નામનો ઉચ્ચાર જીવથી થાય છે (નામ સ્ફુરી આવે છે તેજ ક્ષણે આપનુ નામ ગ્રહણ કરવાની અલૌકિક યોગ્યતા, લૌકિક વાણી પ્રાપ્ત કરી લેછે.

૧૮. હે પ્રભુ! આપ જે અંગીકાર કરો છો, તેટલોજ જીવમાં અધિકાર (યોગ્યતા) છે, તેથી આ અધિકારનો વિચાર કરવો તે આપને યોગ્ય નથી. આપ કૃપાનિધિછો માટે કૃપાકરો

૧૯. મારા સિદ્ધ થયેલા અર્થો, ભલે મને આધિ (માનસી વ્યથા) કરો, વેદમાં લખેલો અધિકાર, ભલે મને બાધક થાઓ, અને મારી ગમે તેવી અને ગમે ત્યાં ગતિ થાઓ, પરંતુ હું તો પ્રસંન્નજ છું, કારણ કે શ્રીરાધિકાજીની ચરણની દાસી છું.

૨૦. " આ (જીવ) અમારો છે " એમ જાણી આપ કયા જીવપર દયા નથી કરતા ? તો હું ગમે તેવો તોપણ આપનોજ છું. તો આપ વિલંબ કેમ કરો છો ?

૨૧. હે નાથ ! આપને પ્રસન્ન કરવાનું સાધન તો માત્ર દીનતાજ છે, એવી શ્રીઆચાર્યચરણની આજ્ઞા છે, તો હે પ્રભુ ! થોડું અગર વધારે કાંઇ દૈન્ય મારામાં છે, તેથી આપ મારાપર પ્રસન્ન થાઓ.

૨૨. હે પ્રભુ ! આપ મારા નાથ છો, આપ જે કરશો તે ઉત્તમજ છે, તોપણ મારૂં મન હવે ધીરજ રાખી શકતું નથી, એટલે એ બહુ અધીરૂં બની જાય છે.

૨૩. હે નાથ ! જો આપ પ્રસન્ન હશો તોપણ હું આપનોજ છું, અને કદાપિ અપ્રસન્ન હશો તોપણ હું આપનોજ છું માટે મારાઉપર આપે પ્રથમ કરેલાઅનુગ્રહનું આપ સ્મરણ કરો.

૨૪ હે નાથ ! જેવી મારી કૃતિ છે તેવી કૃતિનું આવું ફળ ક્યાં સુધી હું ભોગવીશ ! પણ આપ તો પ્રભુ છો. માટે આપને યોગ્ય કરશો એવી વિનંતિ છે.

૨૫. હે નાથ ! હું અપરાધી છું, અજ્ઞાન છું અને આપનાથી રક્ષણ થવા યોગ્ય છું, તો શું આપ મારી ઉપેક્ષા (ત્યાગ ( કરો છો તે આપને ઉચિત છે ?

૨૬. હે નાથ ! આપ પ્રસન્ન હો અગર અપ્રસન્ન હો, પરંતુ મારૂં શરણ તો આપજ છો. આપ મને મારો અગર વારો, તો પણ મારી દાસીની ગતિતો આપજ છો. ( આપના શિવાય મારી બીજી ગતિ છેજ નહિ,

૨૭, હે પ્રભુ ! આપનો વિયોગ જે સમયે થયો, તે સમયે મારો જે પ્રથમ શ્વાસ બહાર નીકળ્યો તેની સાથેજ મારા પ્રાણ નીકળી ન ગયા, તો હવે હું શું બોલું ?

૨૮. (આપના વિયોગથી મારા પ્રાણ નીકથી ન ગયા ) તેવો નિર્લજ જે હું, તે મારી બીજી નિર્લજતાની શી વાત કરૂં ? આવો નિર્લજ થઇને પણ હું, આપના સંગમની આશા, જે વિચાર વિગેરેથી પણ દૂર ન થાય તેવી છે, તે રાખું છું.

૨૯. આમ છે છતાં હું આપનો છું. આપજ મારૂં શરણ છો, હે ગોકુલેશ ! ગમે તેમ હોય તો પણ મારો ત્યાગ ન કરશો. મારે બીજું કાંઇ ન જોઈએ.

૩૦ હે વ્રજેશ્વર ! હું તો એમજ ઇચ્છું છું કે; આપનો જે જીવને વિયોગ થાય, તે જીવની નિત્યતા હશો નહિં, પણ તેજ ક્ષણે તેનો નાશ થજો.

૩૧. હે પ્રભુ ? જો કે મારામાં આપને સંતોષ કરવાનું સાધન જે દીનતા તે બીલકુલ નથી, તો પણ આપને વિશે જે સ્વાભાવિક ઐશ્વર્ય છે, તેથી મને કલેશ નથી એટલે શોક રહિત છું.

૩૨. હે પ્રભુ ! જો કે હું આપની કૃપાને યોગ્ય નથી તો પણ આપતો મારા પિતા ઉપર દ્દષ્ટિ કરીને, (પિતાની આડીથી) મારાપર કૃપા કરવા યોગ્ય છો.

૩૩. નાના અગર મોટા અર્થને માટે, જે મેં સ્વભાવ દોષથી, અન્યાશ્રયનું કાર્ય કર્યું હોય, તે અન્યાશ્રયનો નાશ આપેજ કરવો જાઇએ, બીજું કોઇ તેમ કરવાને સમર્થ નથી.

૩૪ હે વ્રજપાલક ! આપ સર્વજ્ઞ છો તેમના પ્રત્યે હું કેવલ અજ્ઞાની, તે શું બોલું ! એટલુંજ (વિનંતિ પૂર્વક) કહું છું કે સર્વથા હું કુટુંબ પરિવાર તથા પરિગ્રહ સહિત, આપનોજ છું.

૩૫. હે રાધા પ્રિય ! મને આપનોજ જાણીને જે કાંઇ આપ કરશો, તે નિશ્ચય પૂર્વક સર્વ સારૂંજ છે એમજ હું માનું છું.

૩૬. હે સખી ? મારા મનના દુઃખની વાત હું કોની પાસે કહું ! વ્રજાધીશના વિયોગ રૂપી દુઃખ સમુદ્રમાં, મારા શિવાય કોઇ પણ નિમગ્ન ( ડુબી ગયેલી ) થયેલી હોય; એમ હું દેખતી નથી. (દુઃખ સમુદ્રમાં બીજું કોઇ દેખાય તો તેને દુઃખની વાત કહી શકાય, પણ કેવળ હુંજ ડુબેલી છું. )

૩૭. કોઈ પણ સાધનરૂપી સંપત્તિ વિના આપને પ્રસન્ન કરવાનું દીનતા એજ એકજ સાધન છે એવું જે શ્રીતાત ચરણે (શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ) પ્રગટ કર્યું છે તેથી મારૂ મન સ્થીર રહે છે.

૩૮. આપનો જે હું, તેના દિવસો આપના દર્શન વિના હે હૃદયપતિ ! વ્રથા જાય છે. માટે હવે આપ મને આ સમીપમાં લઇને દર્શન આપો (મને થયેલો વિયોગ દુર કરો ને સેવા આપો)

૩૯. જો કે આપને પ્રસન્ન કરવાનું મારામાં તો કાંઈ પણ સાધન નથી, તો પણ, મને આપનો અંગીકૃત જાણીને અને દીન, જાણીને આપે મારા ઉપર કૃપા કરવી યોગ્ય છે.

૪૦. આપના વિયોગ રૂપી અગ્નીથી બળતા એવા મારા પ્રાણ, હજુ સુધી દુઃખથી મારામાં ટકી રહ્યા છે. તેજ ઘણું

વિચિત્ર છે, વળી હે પ્રાણુ જીવન ! આપના હાસ્ય યુક્ત મુખારવિંદના દર્શન વિના, મારા દિવસો કેવા દુઃખથી જાય છે તે પણ ઘણુંજ વિચિત્ર છે,

૪૧. હે જીવિત નાથ ! મારૂં મન, આપના મનોહર શ્રી મુખ કમળનાં દર્શન કરવાને, બહુજ લાલસા યુક્ત થયેલું છે, હું દર્શન કરવાને બહુ ઉત્સુક છું, તેથી તે મન મને બહુજ વ્યથા કરે છે, માટે મને આપના ચરણુ કમળની સમીપ લઈ જાઓ,

૪૨. હે મારા હૃદયના પતિ ! મને સમજ પડતી નથી કે મારો એવો તે કયો અપરાધ પડયો હશે, કે જેથી મને શ્રીમુખનાં દર્શન કરવામાં આટલો અંતરાય આવી પડયો !

૪૩. હે ઇશ ! હરેક પ્રકારે પણુ આપની પ્રાપ્તિ દુર્લભ છે એમ હું જાણું છું, છતાં સંગમ (પ્રાપ્તિ) ની આશા રાખું છું, તેથી મને ભ્રમ થયો છે કે શું તેની ખબર પડતી નથી માટે હું શુ કરૂં ?

૪૪–૪૫. હે ગોપીશ ! શ્રુતી એમ કહે છે કે આપ સાધનો કરવાથી પ્રાપ્ત થતા નથી; તેથી મને કાંઈ ખેદ થતોજ નથી કારણુ કે મારામાં એક રંચ પણુ સાધન છે જ નહિં, હું "આપનો છું" અને સર્વથા આપનોજ છું, એજ ફલ છે એમ આત્મા શાસ્ત્રમાંથી, અનુમાન કરૂં છું.

૪૬. ( આ ફલ હૃદયમાં નિશ્ચય માન્યું છે ) તોપણુ હે વ્રજાધિપ ! મારાં નેત્રો, દેહ, આદિ સર્વ અંગોને, આપનો સાક્ષાત્ ઉપભોગ ( દર્શન, ચરણુ સ્પર્શ વિગેરે)કરવાની અતિ કામના છે.

૪૭. હે વ્રજેશ્વર ! જે કોઈ આપનો હોય, તેને આપનો થયાનું તો એજ ફલ છે કે, આપના અંતરંગ ભક્તોના ચરણ કમળનું દાસ્યપણું કરવું. એથી ઉત્તમ બીજું ફલ છે જ નહિ એમ હું માનુ છું.

૪૮-૪૯ હે નાથ ! તાતચરણ શ્રીવલ્લભાચાર્યજીએ આજ્ઞા કરી છે કે "શ્રીકૃષ્ણ મારે શરણ છે," તથી તો મને આ લોક તેમજ પરલોકની નિશ્ચિંતતા છે; છતાં પણ આપના હાસ્યયુક્ત મનોહર નયન કમળના દર્શન કરવા માટે મારૂં મન કામના રાખે છે.

૫૦. મને બીજી કાંઇ કામના હજ નહિં, પણ મારી આપને એટલીજ વિજ્ઞપ્તિ છે કે, આપનોજ જે હું, તેની આવી દેહ સ્થિતિ છે તે ઉચિત નથી.

૫૧. આપની કૃપા સંપાદન કરવાવાળી જે દિનતા, તે તો મારામાં રંચ માત્ર પણ નથી. માટે. હે રાધેશ ! આપ એવી કૃપા કરો, કે જેથી તેવી દીનતા મને પ્રાપ્ત થાય.

૫૨. હે નાથ ! આ લોકમાં સર્વેનું જીવન સર્વ પ્રકારના અર્થોને સાધવાવાળું મેં જોયું છે, અને મારૂં જીવન તો હવે મને ગ્લાનિ રૂપી ફલ આપનાર નીવડયું છે.

૫૩. હે પ્રભુ ! કરવાને, ન કરવાને, અને કરેલું ફેરવવાને આપ સમર્થ છો , એવું મેં આપનું સામર્થ્ય જોયું તેથી હવે મને કોઈ પ્રકારનો સંશય નથી.

૫૪. હે નાથ ! એવું હું કોઈ જાતી નથી, કે જેની પાસે મારા મનની સર્વ વાત કહું અને એનો ઉત્તર મેળવીને, મારૂં

મન એક ક્ષણ પણ શાંત કરૂં.

૫૫. મારા પ્રાણ અત્યંત નીચ છે, મુર્ખ છે, અને નિર્લજ્જ છે, કારણ કે પોતાની સ્થિતિના અયોગ્ય સમયમાં પણ ( દેહમાં ન રહેવુંજ જોઈએ છતાં) અત્યારે મારા દેહમાં રહ્યા છે.

૫૬. હે નાથ ! જે સમયે આપની પૂર્ણ કૃપા થાય છે, તે સમય સુધીજ શાસ્ત્ર નિયામક રહી શકે છે (શાસ્ત્રની મર્યાદાને ત્યાંસુધીજ માન અપાય છે) જે સમયે આપની કૃપા પૂર્ણ થઇ તે સમયે પછી કોઈ નિયામક રહેતુંજ નથી, (સર્વ શાસ્ત્ર મર્યાદાઓનો ભંગ થઈ જાય છે.)

૫૭. હે સખી ! સૌભાગ્યવાળી સ્ત્રીઓ પોતાના પ્રિયના સૌભાગ્યથી ઉત્પન્ન થતા સુખને. અનુભવી શકે છે; પણ સૌભાગ્ય રહિતોનું તો "આપના કહેવાઇએ છીએ" એટલુંજ પ્રસિદ્ધ શરણ છે.

૫૮. હે સખી ! પ્રિય શ્રીગોવર્દ્ધનધરના સંગમ વિના, સર્વે મનોરથો વ્યર્થ છે, અને વળી હવે હુ જીવું છું તે ફક્ત મારા નિર્લજપણાની સિદ્ધિને માટેજ છે. (મારા જીવવાથી હું અતિ નિર્લજ છું એમ સિદ્ધ થતું જાય છે.)

૫૯. હે સખી ! એવો મને કોઇ મળ્યો નહિ, કે જેની પાસે મારા મનની વાતો કહીને, મારા આત્માને એક ક્ષણ પણ વિશ્રામ આપું.

૬૦ હે સખી ! મારાપર પ્રભુ આજે કૃપા કરશે, અથવા કાલે કૃપા કરશે, અથવા કોઈ દિવસ પણ કૃપા કરશેજ, એવી આશાથી, મારો સર્વ જન્મ વ્યતિત થયો. હવે હું શું કરૂં ?

૬૧. (આવી આશા રાખીને જન્મતો ગયો) તોપણ મારૂં નિર્લજ મન, શા કારણ ઉપર નિશ્ચય કરીને આપની કૃપા મેળવવાની આકાંક્ષા રાખે છે, તે હું જાણી શકતી નથી.

૬૨. હે સખી ! મેઘનો તો એવોજ સ્વભાવ છે કે સર્વને (જીવનરૂપી ) જળ આપે છે. આવા (શીલ) સ્વભાવવાળો મેઘ જ્યારે કોઇની ઉપેક્ષા કરે ત્યારે તો તેનુંજ (જીવનું) દુર્ભાગ્ય હોવું જોઈએ એમ હું સમજું છુ.

૬૩. હે પ્રભુ ! હું આપનો છું એમ જાણવા છતાં પણ, કાલાદિક સર્વ પોતાનું બળ મારા પર ચલાવે છે, તો પછી હું એમ માનું છું કે, મારા ઉપર આપની કૃપાનીજ શૂન્યતા છે.

૬૪. હે નાથ ! મારા જે ઉદ્ગારો નીકળે છે, તે પ્રાર્થના કે અપરાધમાં કે પાખંડમાં પર્યવસાન (પરિણામ ) પામે છે તે હું અતિ મૂઢ બુદ્ધિ જાણી શકતી નથી.

૬૫ હે નાથ ! જો, રાજ્ય કરવામાં અયોગ્ય માણસ, રાજ્ય મેળવવાની આકાંક્ષા રાખે તો જેમ તેને દંડનીજ પ્રાપ્તિ થાય છે, તેમ આપની સેવા કરવામાં અયોગ્ય એવી જે હું તે સેવા કરવાની આકાંક્ષા રાખું છું તેથીજ આવી (દંડ) દશાને પ્રાપ્ત થઈ છું.

૬૬. હે નાથ ! જો કોઈ આપનોજ હોય, અને આપનો અપરાધ કર્યો હોય, તો તેવાને આપ જો દૂર કરો, તો પછી એ (આપના) જીવને એથી વધારે મોટો દંડ છેજ નહિં

૬૭. હે નાથ ! જ્યાં સુધી મારા હૃદયમાં આપની સ્થિતિ છે. ત્યાં સુધીજ આપનો વિયોગ મને બાધ કરે છે, અને જ્યારે

આપની બહાર સ્થિતિ હોય છે (એટલે સાક્ષાત્ દર્શન થાય છે) ત્યારે મને તે વિયોગ બાધા કરતો નથી માટે આપની વાત તો વિચિત્રજ છે.

૬૮. ભોજપત્રની ચારે બાજુથી જેમ પત્રો નીકળે છે, તેમ મારા દોષો, ચારે બાજુથી નીકળે છે, તો પણ હું અનન્ય છું, અને મારે વિષે આપની ક્ષમા છે, તેથી મને ભય નથી.

૬૯. હે નાથ! મારા દોષો ઘણા બળવાન છે, છતાં આપની ક્ષમા શક્તિ પાસે તેઓ અતિ દુર્બલ છે, કરણ કે ક્ષમા, ઈશ્વર ધર્મ છે, અને દોષ, તો જીવ ધર્મ છે.

૭૦. હે નાથ! મારા પ્રાણ પોતેજ નિર્લજ છે, તેમ બીજાની પણ તેને લજ્જા લાગતી નથી, માટેજ આ લોક તથા પરલોકમાં આવી નિંદાપાત્ર સ્થિતિને પ્રાપ્ત થયા છતાં તેઓ નીકળી જતા નથી.

૭૧. હે નાથ! આપનોજ જેને આશ્રય હોય, અને વળી તે આપનાજ દર્શનથી રહિત હોય, તેનું જીવ—જેમ કોઇ નવ યૌવના સ્ત્રી હોય, પણ વિધવા હોય તેથી તેનું નવ યૌવન વ્યર્થ છે તેમ (તેનું જીવન)—વ્યર્થ છે.

૭૨ હે નાથ! જે સમયે આપની અતિ દુર્લભ એવી કૃપા, મારાપર હતી, તે સમય તો ગયો, હવે તો એવો સમય આવ્યો છે કે, જે સમયે આપનાં દર્શન સરખાં પણ નથી!

૭૩. હે નાથ! આપના જે હોય, તેને લૌકિકની પેઠે સુખ દુઃખ થતું નથી; તેમને તો આપની સેવામાંજ સંપૂર્ણ સુખ

હોય છે. અને જ્યારે સેવા નથી હોતી ત્યારે સંપૂર્ણ દુઃખજ છે.

૭૪. હે નાથ ! આપનો છું એમ ગણીને મને રોષથી તાડન કરશો, અગર કૃપાથી લાલન કરશો, ( લાડ લડાવશો ) તો એ બંને મને તો પરમ આનંદદાયકજ છે.

૭૫. હે નાથ ! આપનાથી વિયોગ પામેલા જીવનું આપના સંગમ વિના, કદાપિજીવનરહેશોજ નહિ એટલીમારી વિજ્ઞપ્તિછે

૭૬. હે નાથ ! પ્રથમ જે મારૂં ભાગ્ય હતું, અને જે ભાગ્ય વડે મારા ઉપર અતિ દુર્લભ એવી, આપની સંપૂર્ણ કૃપા હતી, તે ભાગ્યનું મહત્વ, હું જાણી શકતો નથી. ( જો ભાગ્યનું અતિ મહત્વ હોય, તો આ વિયોગ દશા પ્રાપ્તજ ન થાય, અને સંયોગ દશાજ નિરંતર રહે.

૭૭. હે નાથ ! જે જીવ આપનો હોય, અને આપની સેવાથી રહિત થાય, તે જીવ તેજ ક્ષણથી જીવશો નહિં. એટલી મારી સાચી વિજ્ઞપ્તિ છે, પરંતુ તે આપ માનો ત્યારે

૭૮. હે નાથ ! મારા પ્રાણ; પોતાને હવે મારા શરીરમાંજ રહેવું યોગ્ય નથી એમ જાણે છે, છતાં પણ તેઓ ચાલ્યા જતા નથી. તેથી હું માનું છું કે, તેઓ નિર્લજ્જ છે.

૭૯. હે નાથ ! આપની કૃપાથી મેં પ્રથમ કાલાદિકનો તિરસ્કાર કર્યો હતો, તેજ કાલાદિક, હવે આપની કૃપા વિના, મને બાધા કરે છે.

૮૦. હે નાથ ! આપનો હું, તે અત્યારે આપની સેવાને માટે અયોગ્ય છું. એજ મારા અભાગ્યની મોટી અવધિ છે,

એમ હું માનું છું.

૮૧. હે નાથ ! મારૂં જીવન તો આપના સંગમાંજ હો, અગરતો આપના ચરણકમળના એક ક્ષણના પણ વિયોગમાં, વેગથી મરણ પામો, એવી મારી ભાવના છે, તેથી આપજ મારૂં શરણ છો.

૮૨. અરે ! ત્રિભંગલલિત આકૃતિયુક્ત પ્રિયતમના (પ્રાણપતિ શ્રીઠાકુરજીના) અંગ સંગ વિના, બહુજ દિવસો ગયા, જાય છે, અને જશે પણ ખરા, પણ એવી એક ક્ષણ પણ આવી નહિં કે જે સમયે મારો ભાગ્યોદય થાય ? હે સખી ! હું મારા જીવનરૂપ પ્રભુને, મારી દૃષ્ટિમાં કયારે સ્થાપન કરીશ ? (તેમના દર્શન હું કયારે કરીશ ?)

૮૩. હે સખી ! કોઇ સમયે, આજદીનસુધી શ્રીગોકુલેશ પ્રભુએ, સ્વજનને માટે વિલંબ કર્યોજ નથી, પણ અત્યારે તેમણે મારી અત્યંત ઉપેક્ષા કેમ કરી છે ? તેથી મારા મનમાં બહુ બહુ ખેદ થયા કરે છે.

૮૪. હે પ્રાણપતિ ! બહુ પ્રકારના મારા અપરાધો છે, તોપણ આપતો પોતાનાનો કદાપિ ત્યાગજ કરતા નથી, તેથી કરીનેજ આવો હું અપરાધી છું, છતાં મને કાંઇ પણ ચિંતા થતીજ નથી

૮૫. હે વ્રજનાથ ! હૃદય આપના આવા વિરહની ઇચ્છા કરે છે, પરંતુ મારાં નેત્રો તો વિરહની ઇચ્છા કરતાં નથી બંન્નેને પરસ્પરનો વિરોધ છે. તેમાંથી ઘણું સમજાવવા છતાં કોઈ સ્વાર્થ છોડતું નથી (હૃદયને વિરહની ઇચ્છા છે એટલે હૃદયમાંથી બહાર પધારે ને દર્શન આપે એવી ઇચ્છા છે, અને

નેત્રને વિરહ ગમતો નથી એટલે નેત્રને પણ દર્શનની ઇચ્છા છે ) હવે હું શું કરૂં.

૮૬. હે નાથ ! હે જીવિતાધીશ ! હે કમલદલ લોચન ! આપને જે ઉચિત લાગે તેમજ કરો; હું આપનો છું; મારી એવીજ પ્રાર્થના છે.

૮૭. હે સખી ! ( પ્રિયના મેલાપ માટે આટલી બધી નીચે પ્રમાણેની અનુકુળતા આવી ગઈ છે છતાં પ્રિયની પ્રાપ્તિ થઈ નહિ ) રાત્રી થઇ છે, અંધકાર પ્રગટ થયું છે ( વ્યાપ્ત થઈ ગયું છે ) સર્વે દિશાઓ જનરહિત થઈ ગઈ છે, હે પ્રિય સખી! તું અતિ ચતુર છું. અને હું વળી લાંબા સમયથી પતિના સંગમની અભિલાષાવાળી છું, તોપણ પ્રિય એવા જે પ્રભુ, તેમની જેપ્રાપ્તિ થતી નથી, તેનું કારણ મેં સારી રીતે વિચારીને શોધ્યું છે કે પરિરંભણના આરંભમાં, વિધાતાની અકળગતિ છે.

૮૮. વિપ્રયોગની વ્યથાને નિવારવાવાળા હે પ્રિય શ્રીરાધિકાજી ! આપના સિવાય બીજું કોઈ, હું વિયોગ વ્યથા દુર કરનાર જોતી નથી, તેથી આપ એવું કરો, કે જેથી મારા પ્રાણપ્રભુ, મને ઝટ મળે.

૮૯. હે સખી ! તારા મધુર શબ્દોથીજ, અને વ્રજપતિ શ્રીગોવર્દ્ધનધરના સંગની આશાથીજ, કામશરોથી પીડત જે મારા પ્રાણ, તે ઘણા દુઃખથી રહેલા છે હવે જો મને પ્રિયતમના અંગનો સંગ થશે તોજ મારૂં વિપ્રયોગની દશામાં લજ્જાજનક આ જીવન રહેશે.

૯૦. હે સખી ! પ્રિયના વિરહરૂપી અગ્નિથી જળેલી એવી હું શું કહું ? હું જીવું છું તેજ મારૂં નલજપણું છે.

૯૧. હે સખી ! તારે એટલુંજ ઘણા પ્રયત્નથી નિશ્ચય કરવાનું છે કે રાધિકાનાથ મારાપર કૃપા કરશે કે કેમ ? કે મારે તો માત્ર મનોરથોવડેજ જન્મ પુરો કરવાનો છે.

૯૨. હે વ્રજેશ ! ( આપના સંગ વિના ) આપના વિયોગ રૂપી અગ્નિનો દાહ મને અપ્રિય લાગે છે, કારણ કે જયારે આપના સંગનોજ વિરહ હોય છે, ત્યારેજ તે દાહ કરે છે. સંગમાં દાહ કરતો નથી.

૯૩. હે સખી ! પ્રાણપતિના વિરહમાં પણ જીવવાની આશા તો બહુજ પ્રબલ છે; હવે તો મારા દુઃખીનું તુંજ એક શરણ છે.

૯૪. હે નાથ ! આપના પ્રતિ જે ભાવ (પ્રેમ) રાખવામાં આવે છે, તે ભાવ સર્વેને મુક્તિ આદિ ફલનું દાન કરે છે, પણ હે પતિ ! એ ભાવ મને તો વિરહના દુઃખરૂપ ફલનું દાન આપનાર થયો છે.

૯૫. હે નાથ ! આપની પ્રાણ પ્રિયાના ચરણ કમલની રજનો સમૂહ, જો મારા હૃદયમાં બિરાજમાન હોત નહિં, તો પછી— આપનો વિયોગ રૂપી દાવાગ્નિ—મને કેમ ન બાળી નાખત ?

૯૬. હે નાથ ! આપના વિયોગમાં પણ મારા પ્રાણ ટકી રહ્યા છે, તેજ ઉચિતતો નથી, પરંતુ તે પ્રાણ ન રહ્યા હોત; તો આ વિપ્રયોગનું દુઃખ કયાંથી થાત ? માટે ( તે દુઃખ અનુભવ કરવાજ ), આ પ્રાણ ટકી રહ્યા છે.

૯૭. હે પ્રાણ પ્રિય ! આપના લખેલા લેખો (લખાણ)નું દર્શન કરવાથી સર્વને તો સંતોષ થાય છે, પણ મને તો કષ્ટ થાય છે, તો તેનું શું કારણ હશે તે કહો.

૯૮. હે કમલ લોચન ! મારા હૃદયમાં રહેલું (આપના સ્વરૂપનું જ્ઞાન) જ્ઞાન રૂપી રત્ન, આપ પોતાને હાથે કરીને, ચિંતા રૂપી સમુદ્રમાં નાંખીને, ક્યાં પધારી ગયા છો?

૯૯. હે નાથ ! આપના વિયોગ અગ્નિની જવાલાથી, અત્યંત દગ્ધ થઇ ગયા છતાં પણ, મારા પ્રાણ રહ્યા છે, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી કારણ કે હું નિર્લજ છું.

૧૦૦. હે પ્રાણેશ ! વિરહથી કલેશ પામેલા મારા પ્રાણ, મારામાં ઘણા દુઃખથી ટકી રહ્યા છે; ગયા નથી અને જતા પણ નથી, કારણ કે વિરહાગ્નિથી દગ્ધ થયેલા મારા પ્રાણને, યમ પણ સ્પર્શ કરતો નથી.

૧૦૧. હે ઇશ ! કામજવરથી દેહ સુકી ખોખા જેવી થઇ ગઇ છે એવી, વિરહાગ્નિની જવાલાઓથી સંતાપ પામેલી, અને આપ પ્રત્યેના પ્રેમરૂપી સર્પથી ડસાયલી એવી અવસ્થાને પામેલી, હું કોને શરણે જાઉં.

૧૦૨. હે વ્રજનાથ ! લક્ષ્મિજીને અતિ દુર્લભ એવું આપના અધરામૃતનું પાન, મને ફક્ત એકજવાર મળ્યું છે, તો પણ તેથી મારૂં મરણ થાય છે, તો ગોપીજનો જેમણે તે પાન વારંવાર કર્યું હતું, તેમને શું થયું નહિ હોય ?

૧૦૩. હે શુભાશય ! ( ભકતોને માટે શુભ ઇચ્છાવાળા )

આપના અધરામૃતના પાનથી ઉત્પન્ન થયેલા અત્યન્ત કામના બાણુથી થતી અતિ વ્યથાનો, કદંબની નવીન મંજરી તથા કુસુમો વડે ઘણા મનોહર કુંજની અંદર, આપના શ્રીઅંગના આલિંગન રૂપી અમૃત રસનું દાન કરીને, (મારી અતિ વ્યથાનો) વિનાશ કરો.

૧૦૪ હે ઉદાર લીલાવાળા પ્રાણુપ્રિય ! પ્રથમ જે આપે મારી સાથે ક્રીડા કરી હતી, તેવી કોઈ પ્રકારથી હવે ફરીને કરો; કારણ કે શુદ્ધ કમલગર્ભની ગંધને ફેલાવનાર કામદેવનો બંધુ આ પવન, ચાલ્યો આવે છે (મારા કામજ્વરની વૃદ્ધિ કરે છે.)

૧૦૫. હે પ્રિય ! આલિંગન ચુંબન વિગેરે ભાવો, આપે મારે વિષે કર્યા છે, તેમજ આપે મોહ પણ કર્યો છે, પણ હે કામદેવના જેવા અતિ સુંદર પ્રિય ! મારે વિષે ફક્ત એકલો મોહજ રહ્યો છે, અને પેલા (આલિંગન ચુંબન આદિ) મનોહર ભાવોનો તો, સંબંધ પણ રહ્યો નથી.

૧૦૬. હે ઈશ ! હે વ્રજજીવન ! શ્રીયમુનાજીના તટ ઉપરના નિકુંજ દેશોમાં, મદોન્મત્ત ગજરાજ જેવી જે લીલા આપે કરી, તે શું આ સમયે કેવળ, મારૂં મરણ ઉપજાવવાને માટે કરી હતી કે ? ( તે લીલાઓનું સ્મરણ અત્યારે થવાથી મારૂં હૃદય અતિ ભરાઈ આવે છે ).

૧૦૭. હે નાથ ! મને આપના અધરામૃતનું પાન કેમ કરાવ્યું ? અને મારા કાનને આનંદરૂપ મુરલિકાનો સુંદર સ્વર, આપે કેમ સંભળાવ્યો ? ( હવે તો તે વસ્તુઓનું સ્મરણ મરણ ઉપજાવે છે ).

૧૦૮. હે ગોપીનાથ ! આપના શ્રીમુખ (નાં દર્શન) વિના અન્ય સર્વ વસ્તુઓમાંથી મારી રૂચી (આસક્તિ) આપે દુર કરી, અને હવે તો તે શ્રીમુખનાં દર્શન પણ કરાવતા નથી, તો ખરેખર આપનું મોહન છે, તે અતિ કઠિન છે.

૧૦૯. હે નાથ ! વિયોગનો રોગ વિષમ છે, અને વળી એ વિયોગ રોગ, અત્યારે જે મને અજાણ્યાઓનો સમાગમ છે, તેથી અતિ વિષમ થયો છે, માટે તે રોગના વૈદ—જે આપ—તેમના વિના આ સમયે ખરેખર હુ મરીશ.

૧૧૦. હે વ્રજનાથ ! હું શું કરૂં ! કયાં જાઉં ! મારૂં મન કયાં સ્થિર થાય તે મને કહો ! હે નવઘન શ્યામ તમાલ ! આપના મુખકમલના દર્શનવિના, આ દિશાઓ સર્વ શૂન્ય છે.

૧૧૧. હે પ્રેષ્ઠ ! (સૌથી વહાલા) સ્વભાવથીજ શીતલ, સ્નિગ્ધ; અલકાવલીઓથી આવૃત્ત આપનું મુખકમળ, જો મારા હૃદયમાં પ્રવેશ કરે, તોજ મારા પ્રાણો રહી શકે; નહિ તો દાવાગ્નિની મહાજ્વાલા સરખા આપના વિરહથી, બચી જઈને કામદેવની અંતર પીડાથી જીર્ણ થઈ ગયેલા મારા દુઃખી પ્રાણો, એકદમ ચાલ્યા જશે.

૧૧૨, આપના મધુર વચનામૃતો, આપની (આપની રસવડે ઉન્મત્ત તથા મંથર ) ગતિ, આપના નેત્રકમળના કટાક્ષો, વિવિધ પ્રકારના આલિંગનો, અને આપના વિવિધ હાસ્યો, વિગેરે સર્વે વસ્તુઓનું સ્મરણ કરીનેજ હું જીવું છું, મરતી નથી.

૧૧૩, હે અંગ ! (વહાલા) આપના સંબંધની કોઇ પણ વસ્તુનું નામ જયારે મારા કાન ઉપર પડે છે. ત્યારે તે મારા

સર્વે અંગોને અંદરથી ચુર્ણ કરી નાંખે છે. અને મારા વિવેક લજ્જા અને ધૈર્યનો નાશ કરી નાંખે છે. તો એ પદાર્થ જો સાક્ષાત્ દેખું તો શું કરી નાંખે ?

૧૧૪ હે નાથ ! વિયોગના દુઃખથી ઉત્પન્ન થયેલાં આંસુઓને રોકવાં બહુજ કઠિન છે, અને જો આંસુઓ પ્રગટ થઈ જાય છે તો દુઃખથી અજાણ માણસોની. શરમ આવે છે, તો હવે હું શું કરૂ ?

૧૧૫, હે નાથ ! આપના મુખકમળના દર્શનથી જેનુ હૃદય ચોરાયું છે. વળી આપના વિહાર અને મંદહાસ્ય આદિથી જેના પ્રાણ હરાયા (આકર્ષિત) છે. વળી વિરહ સમુદ્રમાં ડુબી ગયેલી છું એવી હું, હવે આપના વિના કેમ જીવી શકીશ ?

૧૧૬. હે પ્રાણપ્રિય ! આપની અનુરાગ ( પ્રેમ ) દર્શાવતી, અને અત્યંત વિલાસ કરતી ( શોભતી ) ભ્રકુટીથી, મંદ હાસ્યથી, અને નયનકમળની વિલક્ષણતાથી, અતિ મોહ પમાડે એવું આપનું શ્રીમુખકમળ, જો હું નહિ જોઉં તો, હે પ્રિય ! આપના શ્રીઅંગના આલિંગનથી, ચોરાયલા ચિત્તવાળી એવી હું, તેની શી ગતિ થશે ?

૧૧૭. હે અંગ ! હે વ્રજાધિપ ! આપના અંગ સંગ વિના વિરહથી અતિ પીડિત એવી હું, તે કેવી રીતે આ જન્મ પુરો કરીશ ?

૧૧૮. હે નાથ ! આપની હું.તેને આપ છો છતાં પણ, અત્યંત આપના વિયોગનું દુઃખ તથા અષ્ટપ્રહર પીડા થાય, તે ઉચિત નથી.

૧૧૯. હે નાથ ! ગોપીજનોના સમૂહને પોતાની લીલાઓ વડે મોહિત કર્યો છે એવા આપ, જેમનું શ્રીમુખકમળ અમૃતના નિધિરૂપ છે તેવા શ્રીમુખકમળને અતિ દુઃખથી અતિ દિન એવી હું તેને માત્ર એકજવાર બતાવો ( શ્રીમુખનાં દર્શન કરાવો )

૧૨૦. હે અરિંદમ ! ( શત્રુઓનું દમન કરનાર ) આપનો મિલાપ શ્રીવૃંદાવનમાં સત્વર થાઓ. એવી મારા મનમાં આશા રહ્યાજ કરતી હતી, પણ આજપર્યંત ત્યાંપણ મિલાપનો કાંઇ થયો નહિ; માટે હે વ્રજેશ ! હે ઇશ ! શું તેમ કરવું ( મિલાપ કરવો ) આપને ગમતું નથી ?

૧૨૧. આપનો મિલાપ થવામાં વિલંબરૂપી મોટા પ્રહારથી મારી ઇચ્છાઓ નાશ પામી ગઈ છે, અને ક્ષણે ક્ષણે મહા મોહમાં મગ્ન થયેલી છું, તેને ( આપવિના ) કોણ જીવાડનાર છે ?

૧૨૨. હે પ્રાણપ્રિય ! આપનો મિલાપ થવાની અવધિ ચાલી ગઈ, તોપણ મારા હૃદયના એકદમ ફુટીને, સો કકડા કેમ થતા નહિ હોય ? તે હું જાણી શકતી નથી.

૧૨૩. હે વિભો ! બ્રહ્મા, શિવ તથા રૂષિમુનિયો વિગેરેથી જેમની વાર્તા સમજી ન શકાય એવા આપ તે કયાં ? અને મૂઢ હૃદયવાળી પશુજેવી આહિરણી (ભરવાડી) વી હું કયાં ? (આપણા પરસ્પર સંબંધનો તદન અસંભવ છે) તો પણ આપના વિલાસથી અને હાસ્યથી, આપનામાં મોહિત થયેલું મારૂં. અતિ આતુર મન, તે હે પ્રિય ! આપનામાં વિશૃંખલ ( અતિબદ્ધ ) થઇ ગયું છે તો હું શું કરૂં ?

૧૨૪. હે વહાલા ! હે અંગ ! આપના પ્રત્યે મારો સ્નેહ છે એવી મારી મતિ (બુદ્ધિ) છે તે વૃથા છે કારણ કે આપના અંગ સંગના વિરહમાં હું જીવતી રહેલી છું. (ખરો સ્નેહ હોય તો વિરહમાં પ્રાણ રહીજ કેમ શકે ? )

૧૨૫. એવો પ્રદેશ કે જયાં સખીજનોની સાથે આપનું રમણ થતું હતું તે કયાં છે ? અને વળી જે સમયે આપે વેણુનાદ કરીને તેઓને બોલાવ્યા તે સમય પણ કયાં છે !

૧૨૬. હે સખી ! મારા હૃદયમાં તેઃ એવોજ નિશ્ચય થયો હતો કે હું પ્રાણનાથથી; એક ક્ષણ પણ વિછરીશજ નહિં, પરંતુ વિધાતાએ ( મારે માટે ) કેવલ વિપ્રયોગ ( વિછરાવાપણું રચી મુકયો, ત્યારે હવે દુઃખી જીવિતવાળી હું, તેણે શું કરવું ! તે કહે.

૧૨૭. હે સખી ! પ્રાણજીવનને મેં બહુ પ્રકારથી પ્રાર્થના કરી, અને તેમને ચરણે પણ પડી, તોપણ તે તો મિલાપ કરવાની વાત પણ માનતા નથી, તો હાય ! શું કરવું !

૧૨૮. હે સખી ! તેં મારે માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા છે, છતાં પણ પ્રાણનાથ નજ મળ્યા તેમાં તારો શો દોષ છે ? ( મારૂંજ એવું કમભાગ્ય છે. )

૧૨૯. હે સખી ! કયી ઋતુમાં, કયે દિવસે, કયી ઘડીએ, અને કયી ક્ષણે, હું મારા પ્રાણનાથ વ્રજપતિનું, ઘણા આદરપૂર્વક આલિંગન કરીશ ?

૧૩૦. હે સખી ! મારા પ્રાણપ્રિય મારા નાથ, મારા અં-ગનો સંગ કરતા નથી, તો તેમણે તેમના મનમાં મારો શો અપ-

રાધ ગણ્યો હશે, તે હું જાણુતી નથી.

૧૩૧. હે સખી ! યાદવપતિ શ્રીકૃષ્ણુને જઇને તું કહે કે, હું ઘણા લાંબા વખતના વિરહને લીધે દિવસો ગણુતી, અને આપના પ્રત્યેના સ્નેહરૂપી સર્પથી દસાયલી એવી અવસ્થામાંછું, અને આપના અધરામૃતની પ્રાપ્તિથીજ જીવી શકું, તેવી સ્થિતિમાં છું.

૧૩૨. હે સખી ! પ્રાણુવલ્લભને બીજું કાંઈ પણ કહેવાને હું સમર્થ નથી પણ તેમના નેત્રકમલના કટાક્ષોનો વિજય કરવાને હું લાંબા વખતથી ઉત્સુક છું. ( મારા પ્રત્યે તે સ્નેહથી કટાક્ષ કરે અને મને દર્શન થાય એજ જોવા ઉત્સુક છું. )

૧૩૩. હે સખી ! હે ધન્યે ! અતિ આર્તિ અને સ્નેહથી જેનું હૃદય ભરાઈ આવ્યું છે તેવી મને, જો કદાપિ શ્રીગોપીપતિ, કમલનયનીઓની સભામાં ( પોતાની પ્રિયાઓની પાસે) યાદ કરતા હશે તો, કોઈ દિવસ પણ, વિરહથી તપ્ત થયેલાં મારાં નેત્રોવડે, પ્રિયમુખ કમલનાં દર્શન, હું કરીશજ એમ માનું છું.

૧૩૪. હે ચાતક ! અતિ નિર્મલ, સુંદર, મિષ્ટ, અને ભ્રમર તથા હંસોની મંડળીઓના વિનોદથી અંત મધુર દેખાતા સરોવરો ભર્યાં છે, છતાં મેઘની વૃષ્ટિના જળ માટે તું આવો કેવો દુરાગ્રહ કરે છે ?

૧૩૫. હે સખી ! હું એવું કોઈ જોતી નથી જે મને શ્યામસુંદરના દર્શન કરાવે, અથવા તો મારા હૈયાના તાપ હરનાર હરિ ( શ્રીકૃષ્ણ ) ને મારો સંદેશો કહી આવે.

૧૩૬. હે સખી ! તારા વચનોની અમૃતધારાથી, શિતલ

થયેલું મારૂં અંતઃકરણ, અતિ આતુર હોવાથી, એક ક્ષણ પણ હવે તેને રોકવાને હું અસમર્થ છું ( દર્શન માટે અધીરી થઇ ગઇ છું ) ( હે સખી તું જે વચનો કહે છે તે અમૃત સમાન લાગે છે, તેથી મન શિતલ થાય છે, પણ તેજ મન દર્શનને માટે અતિ આતુર છે. )

૧૩૭. હે સખી ! પ્રાણેશના સંગના વિરહથી વ્યાકુલ ચિત્તવાળી, અને કોટિ કામદેવના મદને હરનાર એવા શ્રીમુખ કમલવડે ચોરાઇ ગયેલા હૃદયવાળી, મને એકવાર પણ પ્રાણપ્રિયનાં દર્શન. તારે અવશ્ય કરાવવાનાંજ છે.

૧૩૮. હે પ્રિયે ! નવીન મેઘના દેખાવની આશા પણ જેમાં નથી, તથા જેમાં અતિ ઉગ્ર તાપજ દેખાય છે, એવી ગ્રીષ્મઋતુમાં પણ જીવતો દુઃખી ચાતક, જળની આશા છોડતો નથી.

૧૩૯. આહા ! જળના આસ્વાદની વાત તો દુર રહી, પણ જ્યાં ( મેઘ ) વાદળ સરખું પણ જણાતું નથી, ત્યાં ચાતક આશાથી જીવે છે ! એ બહુ આશ્ચર્યની વાત છે ! અહો એના હૃદયની કેટલી બધી કઠીનતા છે !

૧૪૦. હે સખી ! હું જો કે ચાતક નથી તોપણ આટલુંજ બહુ કરીને માનું છું. કે મારા પ્રિયતમનું નામ કંઠમાં વારંવાર આવ્યાજ કરે છે.

૧૪૧. સૌભાગ્યવતી પ્રમદા, ( સૌભાગ્ય ) મદવડે, પતિનો અનાદર સહન કરીને દૂર જાય, તોપણ એવી અનન્ય પ્રિયાની ઉપેક્ષા કરવાની, પતિને ઇચ્છા થતી નથી.

૧૪૨. હે સખી ! કોઇ પણ પ્રકારથી તે પતિ તે પ્રિયાનો અંગીકાર કરે છે, અને પતિજ જેના પ્રાણ છે એવી તે અનન્ય પ્રિયા, તે પતિવડેજ સંતુષ્ઠ થાય છે ( બીજાથી સંતુષ્ઠ થાયજ નહિં.)

૧૪૩. હે સખી । કદાપિ બહુજ પવનના વેગને લીધે કોઇ પર્વત ઉપર બેઠેલી ચાતકી, મેઘની વૃષ્ટિનું નામજ નહિં એવા મારવાડ દેશમાં, ખેંચાઇને ચાલી જાય, તો તેમાં મેઘનો શું દોષ છે ? કાંઇજ નહિ; પણ તે ચાતકી જીવતી રહે છે, તેજ મોટું આશ્ચર્ય છે.

૧૪૪. હે જ્ઞાનિયો ! હે વિરકતો ! હે મનનો નિરોધ કરનારાઓ ! હે પ્રજાને બોધ કરનારાઓ ! હે મુક્તિ તથા હરિભક્તિ પ્રાપ્ત થયેલા મહાશયો ! તમે સર્વે કહો કે, શ્રીગોવર્દ્ધનધરના ચરણકમલ શિવાય, બીજું કાંઈ શરણ છે ?

૧૪૫. હે સખી ! શ્રીગિરિરાજજીના શિરોમણિ ! અને મારા શ્રીસ્વામિનિજીના હૃદય કમલના કુંકુંમથી રંગીત થયેલા અંગવાળા મારા નાથ ! જ્યાં સુધી તે મારા મસ્તક ઉપર તથા હૃદયકમળમાં બિરાજે છે ત્યાં સુધી મને કોઇ તરફથી કોઈ પ્રકારનો ભય નથીજ.

૧૪૬. પરાયા ગુણોને જાણવા અને કૃપાલુપણું ( દયા ) આ બન્ને વસ્તુઓનો વિશ્રામ તે મારા પ્રિયતમમાં છે તેવા પ્રિયતમની પ્રાપ્તિ પણ તેમનીજ કૃપાથી થશે એમજ હું તો માનું છું.

૧૪૭. હે સખી ! હું પ્રાણનાથના મનની, વચનની અને કૃતિની આજ્ઞા વિના, તેમના ચરણકમલમાંથી, અભાગ્યવડેજ હમણાં

દુર થઇ ગઇ છું, તેથી કરીને મને દુઃખ થાય તેમાં નવાઇ નથી, અને ભલે હવે તે દુઃખ થાઓ, પણ તેમના ઉદાર વદનકમલનાં જેમ બને તેમ જલદીથી મને દર્શન થાય એજ ઇચ્છું છું.

૧૪૮. હે સખી ! આ લોક ભલે દુર થાઓ, પરલોકની સઘળી આશા ભલે અત્યારેજ ચાલી જાઓ, પરંતુ અનન્ય એવી હું તેનો હે શ્રીગોકુલાધીશ ! કદાપિ ત્યાગ ન કરશો !

૧૪૯. હે નાથ ! જેવી છું તેવી હું આપના ચરણકમલની કિંકરી છું માટે કોઈ પ્રકારથી પણ ઉતાવળે આપના શ્રીમુખ કમલનાં દર્શન કરાવો.

૧૫૦. હે સખી ! મંદભાગ્યવાળી હમણા જે હું, તેને જ્યાંસુધી પ્રાણપતિ દર્શન આપતા હતા ત્યાં સુધીનો સમય અતિ આનંદ મંગળથી શુભ રહયો હતો હવે તો ન જાણીયે નાથ શું કરશે ?

૧૫૧. હે સખી ! પ્રતિક્ષણે નવીન સ્વાદવાળું, પ્રિયમુખકમલના અધરામૃતનું પાન, તું આનંદથી કરે છે, તેથી તું ભાગ્યશાલી છું. હે સખી ! આપની સભામાં, અતિ સુખમાં બિરાજતા કૃપાસિંધુ, અને સુંદરહાસ્યયુક્ત મુખકમલવાળા મારા પ્રાણનાથ શું મને કોઇ વખત યાદ કરે છે કે ?

૧૫૨ હે સખી ! પ્રાણપતિનાં મુખકમલનાં દર્શન કરવાને માટે અતિ આતુર મનવાળી, અતિ વ્યાકુળ બની ગયેલી અને અતિ દીન, એવી મને, એ નાથ શું કરશે તે જાણી શકતી નથી.

૧૫૩. પ્રાણનાથનો વિયોગ થયો ત્યાર પછી જે મને

અત્યારે વિયોગરૂપી વિપત્તિ પડી છે તેજ ઉચિત છે બીજું કાંકઇજ ઉચિત નથી; તોપણ શ્રીરાધાપતિ અતિ કૃપાથી અને અતિ ત્વરાથી પોતાના મુખચંદ્રને દેખાડે તો બહુજ સારૂં.

૧૫૪. હે સખી ! વધારે શું કહું આ સમયે તો કોઈ મુસાફર સરખો પણ વિઘ્નકર્તા થઈ પડે છે, હું દુઃખ સમુદ્રમાં ડુબી ગઇ છું. હવે શું કરૂં ! માટે પ્રિય એજ શરણ છે.

૧૫૫. હે સખી ! જો કોઇ મને પ્રિયની નિકટમાં કૃપા કરીને પ્રસન્નતાથી શુદ્ધ કરશે, તો તેજ ક્ષણે મારા સર્વ મનોરથોને સત્ય થયેલા માનીશ,

૧૫૬. હે સખી ! પરિજનના (શત્રુ) હાસ્ય તથા દ્વેષથી દુઃખી થયેલું મારૂં આતુર મન પોતાનો પ્રિય વિષયક સ્વભાવ છોડતું નથી તે યોગ્ય છે કે કેમ? તે જાણી શકતી નથી.

૧૫૭. હે સખી ! જ્યાં સુધી જેટલું કાર્ય તારે કરવાનું હતું તેટલું તેં તો કર્યું, છે, પણ હવે તો મારા ભાગ્યની ઉન્નતિ સમયેજ તે પોતાની મેળે કૃપા કરશે,

૧૫૮. હે સખી ! ( મને પ્રાણનાથનો સંગ કયાંથી થઇ શકે ? ) મારામાં એવી પ્રિયસંગમની યોગ્યતા છેજ નહિ, મારામાં સૌંદર્ય નથી, ચતુરાઇ નથી, કામકલાયુક્ત નિપુણતા નથી, વાણીમાં મધુરતા નથી અને કોઇ પ્રકારનો રસ પણ નથી માટે સંગમ થવો દુર્લભ છે.

૧૫૯. હે સખી ! મારી બુદ્ધિ પણ ગઇ, શુદ્ધિ પણ ગઈ,

જગત્માં પતિએ અનુરોધન કર્યું; જે (પ્રાણનાથ) ને માટે ગુરૂજન, પતિ, તથા પુત્રની લજ્જા પણ ગણી નહિ, તેનો સંગ, જો કદાપિ એકદમ ન થાય, તો હે સખી ! મરણવિના બીજી એકે ગતિ હું જોતી નથીઃ

૧૬૦ હે સખી ! આંખોને બંધ કરી રાખવી તે સારી પણ શ્રીગિરિધરવિના બીજું (નિરખવું) જોવું તે સારૂં નથી, શૂન્ય વગડામાં વાસ કરીને રહેવું તે સારૂં પણ (પ્રાણનાથ વિના ) બીજાને મળવું સરખું તે સારૂં નથી, મૂંગા થઇને રહેવું તે સારૂં પણ (પ્રાણનાથની) એમની કથા વિના બીજાની વાત સરખી પણ કરવી તે સારી નથી, અને પ્રાણનો ત્યાગ કરવો તે સારો પણ એક ક્ષણમાત્રનો પણ પ્રિયતમના સંગમનો વિયોગ તે સારો નથીજ.

૧૬૧. હે સખી ! શ્રીગોવર્દ્ધનધરના ચરણકમળમાં જેની પ્રીતિ લાગી છે તેને તો મરણ થાય તોપણ અન્યનો આશ્રય ગમતોજ નથી કારણ કે હાથીની સ્વારી કરનાર શું કદાપિ પણ ગર્ધવની સ્વારીનો અંગીકાર કરશે કે ?

૧૬૨ હે અનન્ય ગોકુલસ્વામિ ! હે શ્રીગોકુલને અનન્ય બનાવનાર ! હે દયાસિંધુ! મને આપનાજ ચરણકમળની રજમાં રાખો.

૧૬૩,૧૬૪ હે નાથ ! કિશોર વયમાં આપે પોતેસ્વેચ્છાથી મારા પર કૃપા કરી હતી. શું તે આશારૂપી લતાનીજ એમને એમ વૃદ્ધિ થવાની કે તે લતાને કાંઇ ફળ આવવાનું ? હે ઉત્તમ ફળદાન સમર્થ વ્રજના નાથ ! સર્વ સામર્થ્યયુક્ત ! હું કાંઇ સમજતી

નથી; હું તો આપનીજ છું, માટે આપની ઇચ્છામાં આવે તેમ કરો.

૧૬૫. હે દયાનિધિ ! (આપને સર્વ રીતે અને સર્વ સમયે) મારી તો એટલીજ વિજ્ઞપ્તિ છે કે જેવા તેવા પણ અમે આપના છીએ. માટે ત્યાગ કરશોમા.

૧૬૬, હે વ્રજેશ ! થોડો અપરાધ કરવાથી આપ સ્વકીયની (નિજજનની) ઉપેક્ષા કરો છો અને તેનો ત્યાગ કરો છો, તો આપના જે અમો તે આપને શું કહીયે ?

૧૬૭, ૧૬૮, ૧૬૯, ૧૭૦, હે નાથ ! અમે આપનાજ છીએ એવો નિશ્ચય કર્યો છે. આપ અમારા પતિછો એવો પણ અમે નિશ્ચય કર્યો છે; વળી આપ કાલ કર્મ તથા સ્વભાવના નિયંતા છો એવો પણ નિશ્ચય કર્યો છે. તેથી કરીને કાલ કર્મ તથા સ્વભાવથી ઉત્પન્ન થતું દુઃખ અમોને થવાને યોગ્ય નથી.

પ્ર,—( આપ કહેશો કે અમે તો તમારા–જીવના–અપરાધોથી તમારી ઉપેક્ષા કરી છે માટે તમોને કાલાદિક તો બાધ કરવાના)

ઉ.—આ બાબતમાં વિજ્ઞપ્તિ કરવાની કે અમે તો આપના સેવક છીએ, અને સેવકને વિષે અપરાધ બને તોપણ આપને અમારી ઉપેક્ષા કરવી યોગ્ય નથી કારણ કે આપતો અધમોદ્ધારણ (દુષ્ટનો પણ ઉદ્ધાર કરવાળા) છો.

પ્ર—(— આપ કહેશો કે હું ઉપેક્ષા કરતો નથી પણ લાંબા વખતની તમારી બહિર્મુખતાને લીધે કાલાદિ દુઃખ કરતા હશે

ઉ.—આ બાબતમાં વિજ્ઞપ્તિ કરવાની કે અમારી બહિર્મુખતા

તો સ્વાભાવાવિકજ છે. અને તે તો ફકત આપનીકૃપાથીજ જશે બીજા કોઈ પ્રકારે તે જશેજ નહિ, અમે તો સ્વાભાવિક રીતેજ દોષોના આશ્રય રૂપ છીએ એમ સમજીને આપે તો અમારો અંગીકારજ કરવો યોગ્ય છે, આપના સેવકોના આ પ્રમાણે અપરાધ થાય. તોપણ આપે ઉપેક્ષા કરવી ઉચિત નથી; આપ ઉપેક્ષા કરો તો કાલાદિક અમોને ભક્ષણ કરી જશે.

૧૭૧, હવે તો દોષોની ક્ષમા આપવામાં આપ વિલંબ કરશો તે આપને યોગ્ય નથી આપ આપના સ્વાભાવિક ઐશ્વર્યને લીધે શું અમારી ઉપેક્ષા ( ત્યાગ ) કરવા યોગ્ય છો ?

૧૭૨. અમોને આપનાજ જાણીને આપ ગમે તે સમયે અને ગમે તેવો દંડ કરશો તેમાં અમારૂં તો શ્રેયજ છે.

૧૭૩. હે વ્રજેશ્વર ! જે જે આપ કરો છો તે તે સર્વ અમોને પ્રતિજન્મ થાઓ. "આપનાજ છીએ" એટલીજ પ્રાર્થના અમારે તો આપને કરવાની છે, માટે અમોને આપના કરો. ( અંગીકાર કરો. )

૧૭૪. દુઃખ સહન થતું નથી છતાં હે પ્રભુ ! હું તો આપને એટલીજ વિજ્ઞપ્તિ કરૂં છું કે જેમ અમારા અપરાધ ન થાય તેમ આપ કરો.

૧૭૫. હે વ્રજાધિપ ! આપે અમારા અપરાધની પણ ગણના કરવી ઉચિત નથી, કારણ કે આપ તો સ્વભાવિક ઐશ્વર્યવાળા છો અને અમે તો સ્વભાવિક દોષ (શુદ્રતા) વાળા છીએ.

૧૭૬. હે નાથ ! અમે આપનાજ છીએ એ અમારૂં મહાભાગ્ય છે, પણ અમે આપની નિકટમાં રહીએ અને અમોને આપના વિલાસી નેત્ર કમલનાં દર્શન ન થાય તે અમારૂં અભાગ્ય છે, એમ અમે માનીએ છીએ. વાણી વડે વધારે શું કહેવું ? મારૂં તો સર્વસ્વ આપજ છો, પણ હે ગોવિંદ ! આપ માનો તો.

૧૭૭. અમો સર્વને શ્રીગોકુળપતિએ અંગીકૃત કર્યા છે (અમારૂં વરણ કર્યું છે) તેથી તે દયાસિંધુ, અમે અન્યાયી છીએ છતાં અમારો ત્યાગ કરશે નહિં, અને નિશ્ચય અંગીકાર કરશે.

૧૭૮. (એત્યાગ તો નહિંજ કરે) પણ અમોને અમારા કર્મો (કૃતિ) થી બહુ ભય રહે છે, તો પણ શું કરવું ? અમારી ગતિ તો તેજ શ્રીગોવર્દ્ધનધર છે તેથી કાંઈ ભયજ નથી.

૧૭૯. જેમ અમે તેમનાજ છીએ તેમ તેસ્વભાવથીજ અમારા (પ્રભુ) છે, તેથી અમોને આ લોકની કે પરલોકની ચિંતાજ નથી.

૧૮૦. હે પ્રિય ! અમારી પાસે જેટલુ કાર્ય કરાવવાને ઇચ્છે છે તેટલું કાર્ય કરાવીનેજ, પ્રાણપતિ જરૂર અમોને નિકટ લઇ જશે, માટે ચિંતા કરવીજ નહિં.

૧૮૧, અમારી અજ્ઞાનતા છે, છતાં પણ પ્રાણપતિ તો એમ જાણેજ છે કે આ બધાનું સર્વસ્વ હું જ છું, માટે અમારા સર્વે કાર્યોના કર્તા નાથ પોતેજ છે.

૧૮૨. હે સખી ! અંગીકૃત જીવોના અપરાધનો સમૂહ નાશ કરવા. (ક્ષમા કરવા.) રૂપી જેમની ક્રીડા છે, તેવા શ્રીગોવર્દ્ધનેશ જેમનો

અંગીકાર નિત્યજ છે તેમની બરાબરી કોણ કરી શકે તેવો છે ? (અપરાધને નાશ કરવા એ તો પ્રભુની રમત માત્ર છે, અંગીકાર કરે છે તે નિત્ય છે એટલે કે પછી તે જીવનો કદાપિ ત્યાગ કરતા જ નથી. )

૧૮૩. હે નાથ ! મારે એક પણ બળ છે જ નહિં. વેદાધ્યનનું બળ નથી, યજ્ઞનું બળ નથી, તપનું બળ નથી, વૈરાગ્યનું યોગનું, શ્રીમદ્ભાગવતમાં નિરૂપણ કરેલી (નવધા ) ભક્તિનું જ્ઞાનનું, અથવા તો બીજા કોઇ પ્રકારનું બળ છે જ નહિં, તો શું કહેવું ! પણ આજે અગર કાલે અગર ગમે ત્યારે આપ આપની કૃપા કટાક્ષ મારા ઉપર નાંખો તેજ મારે બળ છે. (આપ મારી ઓર જુઓ એજ બળ છે.)

૧૮૪. આપની કૃપાથી પ્રથમ તો મેં કાલાદિકનો તિરસ્કાર કર્યો હતો; હવે તો તેઓ (આપની કૃપાના અભાવથી ( પાછલું વેર સંભારીને મને બાધા કરે છે.

૧૮૫. જો કોઇ લોભનોજ ત્યાગ કરે તો તેની તો ઉદારતાની શી વાત કરવી ? બધું આપી દેવાય પણ લોભ અપાય નહિં તો આપ લોભાત્મક અધરામૃતનું દાન કરો છો. આપતો સ્વાભાવિક રીતે સર્વસ્વ દાન કરવાવાળા છો, છતાં આ સમયે આપનું દાન પાત્રાપાત્ર ભેદ યુક્ત છે તે મને બહુ આશ્ચર્ય લાગે છે.

( આપ કોઇને વધારે કે કોઇને ઓછું દાન કરતાજ નથી પણ આ સમયે આપ પાત્ર અપાત્ર પ્રમાણે વર્તો છો તે શું ? )

૧૮૬. હે સખી ! યાદવોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને કહે કે કોઈ કામાગ્નિથી પરિતાપ પામેલીએ મારી પાસે જે પ્રમાણે કહેવરાવ્યું છે તે કૃપા કરીને સાંભળો. એમ કહીને પછી મારી અવસ્થાની તેમને વાત કરજે.

૧૮૭. આપની કૃપા દૃષ્ટિથી પ્રથમ તો મને ચંદ્રના કિરણો શિતલ લાગતાં હતાં, હવે તે કેમ પ્રચંડ ( અતિ તાપ પમાડનાર ) થયાં હશે !

૧૮૮. હે પ્રિય ! પ્રથમ મેં આપના અધરામૃતનું પાન કર્યું તે વખતે શ્રીમુખચંદ્રની શોભા જોઇને ચંદ્રને તુચ્છ ગણી કાઢયો હતો; હવે તે ચંદ્ર પાછલું વેર સંભારીને કામાગ્નિ રૂપ થઇને અગ્નિ જેવા તપ્ત પોતાના કિરણોથી મારા હૃદયને બાળીને દુઃખ આપે છે.

૧૮૯. હે નાથ ! જો મારા ઉપર શ્રીસ્વામિનિજી કૃપા કરે તો પછી મને કાંઇ પુષ્ટિ અગર મર્યાદાની અપેક્ષા છેજ નહિં. વળી જો પોતે મારી સાથે, સુંદર હાસ્યથી દંત રૂપી ઉત્તમ મણિ પંક્તિની શોભા વડે, કોઇ પ્રકારે ભાષણ કરે. અને તેનું હું શ્રવણ કરૂં; તો પછી મને મુક્તિના શ્રવણનું કાંઈ કામ છેજ નહિં.

૧૯૦. હે વ્રજનાથ ! આપ ક્ષણ ક્ષણમાં ચારે યુગનાં સ્વરૂપ ધારણ કરવા સમર્થ છો. સ્રીરત્ન શ્રીરાધિકાજી તેમના (ઉજ્વલ) હાસ્યની પ્રભા જ્યારે આપના શ્રીઅંગ ઉપર પડે છે ત્યારે આપ સત્‌યુગનું શ્વેત સ્વરૂપ ધારણ કરો છો, ચુંબનની

(આરક્ત) પ્રભા શ્રીઅંગ ઉપર પડે છે ત્યારે ત્રેતાયુગનું આરક્ત સ્વરૂપ ધારણ કરો છો, પ્રતિબંબની ( પીત ) પ્રભા પડે છે ત્યારે દ્વાપરનું પીત સ્વરૂપ ધારણ કરોછો, અને કટાક્ષની શ્યામપ્રભા પડે છે ત્યારે કલિયુગનું શ્યામ સ્વરૂપ ધારણ કરો છો.

૧૯૧. હે સખી ! નંદાદિકના ઉત્સંગમાં આનંદથી રમેલા અને અતિશય કાંતિવાળા તે કોણ હશે, કે જે દિશાઓને પણ કામદેવના શરોથી વીંધી નાખે છે ?

૧૯૨. આપનું શ્રીમુખ કમલ, અધરના રાગથી અને અંજનના રંગથી, અતિ શોભાયમાન થઈ રહ્યું છે; આપની નાશિકા ઉપર મોતીનું સુંદર આભૂષણ ઝળકી રહ્યું છે;વળી આપ વક્ષઃસ્થલ ઉપર ગોપી ગુંજાફલની માળા ધારણ કરો છો તે પણ મુક્તાફળ જેવીજ શોભા આપે છે.

૧૯૩. હે વ્રજના આભૂષણ રૂપ છે શ્રી અંગ જેમનું એવા નાથ ! આપનું સ્વરૂપ, સુંદર શ્યામ મેઘમાંથી ઉત્પન્ન થતી વીજળીનો મદ હરણ કરનારૂં છે અને તેથીજ આપ તેના ( વીજળી જેવું પીત વસ્ત્ર શ્રી અંગ તથા કટિપર ધારણ કરો છો.

૧૯૪. જ્યારે પ્રાણપતિ અનુકુળ હોય છે ત્યારે સર્વ અનુકુલજ થઇ જાય છે; તે જો પ્રતિકુલ થાય તોપછી સર્વં પ્રતિકૂલજ થાય છે.

૧૯૫. જેને શ્રુતીઓ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન કહે છે, તેવા પ્રભુને શરણે ગયા પછી પણ, તે મારૂં દુઃખ કેમ નહિં જાણતા હોય

૧૯૬. હે હરિ ! જેમ શ્રુતિઓ આપના નામનો અર્થ સ-

મજાવે છે તે પ્રમાણે હું આપનું નામ રટયા કરૂં છું; માટે તે નામનો અર્થ યથાર્થ થશે (એટલે કે-હરિ એટલે દુઃખ હરનાર-તો આપ આપના નામ પ્રમાણે મારૂં વિયોગ દુઃખ હરશો.)

૧૯૭. કામને ઉદ્દીપન કરનાર મુરલિકાનો સુંદર સ્વર, હે સખી ! તેં ન સાંભળ્યો, કે જે સ્વરના પ્રભાવથી સદા ચલાયમાન એવો પવન સ્થિરગતિ થઇ ગયો, અને સદાસ્થિર એવો પર્વત ચલાયમાન થઇ ગયો ?

૧૯૮. ભકતોની પ્રાર્થનાથી જે પ્રભુએ દાવાગ્નિનું પાન કર્યું અને પર્વતને ધારણ કર્યો, એવા પ્રભુ અમારૂં રક્ષણ કરો અને અમોને અમારૂં ઇચ્છિત (ઇષ્ટ) સદા આપો.

૧૯૯. હે વ્રજેશ ! જેમ જેમ પ્રિયાજીના અપાંગ (નેત્રના કટાક્ષ) રૂપી શર (બાણ) નો માર આપના ઉપર પડે છે તેમ તેમ આપ સન્મુખ હોઇને આવો છો; માટે આપ ક્ષત્રિય છો કે શું ? (જેમ રણમાં કોઇ ક્ષત્રિય, માર પડતો જાય તેમ તેમ સામો આવતો જાય, તેમ અહિં કામ યુદ્ધમાં, પ્રિયાના કટાક્ષ રૂપી બાણોનો માર પડે તેમતેમ પ્રભુ તેમની નિકટમાં આવતા જાયછે.)

૨૦૦. વિજાતિય જીવો વડે આક્રાંત થયેલા દેશમાં સ્વધર્મનું ગોપન (રક્ષણ, છુપું રાખવું) કરવું જોઇએ; અને સ્વદેશમાંજ ધર્માચરણ કરીને રહેવું જોઇએ એમ મારૂ માનવું છે.

૨૦૧. નિવેદિત જીવો શિવાયનાની સાથે ઉદાસીન પણે રહેવું જોઇએ, અને જેઓ પ્રવાહિ જીવો છે, તેમની તો ઉપેક્ષા કરવીજ ઉચિત છે.

૨૦૨. શ્રી ગોકુલવાસીઓના જીવનરૂપ મૂર્તિ શ્રીનાથજી ! પોતે મહાન્ છતાં પણ કૃપાળુ હોવાથી પોતાની કૃપા વડેજ મારા અતિશય નાના મનમાં, શ્યામ કંચુકની પેઠે, સમાઈ રહેશે.

( એવી વાર્તા છે કે એક સમય શ્રીગુસાંઈજીએ શ્રીનાથજીને શ્યામ વસ્ત્ર ધરાવવા માટે મંગાવ્યું. આ વસ્ત્ર નાનું હતું છતાં પણ પોતાની ઇચ્છા વસ્ત્ર ધરાવવાની હતી તેથી શ્રીનાથજી એમની ઇચ્છા પ્રમાણે આ નાના વસ્ત્રમાં સમાઈ ગયા એટલે કે વસ્ત્ર બરાબરજ થઈ રહ્યું. )

૨૦૩. મિત્રાઇને લીધે કમલને આશ્લેષ ( ભેટયા હોય ) કર્યો હોય એવા શ્રીપ્રિયાજીના અપાંગોથી ( કટાક્ષોથી ) શોભતા શ્યામ કંચુક પહેરીને, ગોપિકાપતિ દેખાયા.

૨૦૪. અમે તો જ્ઞાનથી તથા અન્ય સાધનોથી શૂન્ય છીએ, તો પણ અમારા પતિ શ્રીગોવર્દ્ધનધર અમારાપર અનુગ્રહ કરશેજ.

## इति श्रीगुसांईजी कृता विज्ञप्तिः समाप्ता.



## શ્રીનાથજીનું કીર્તન.



દેખ્યોરી મેં શ્યામસ્વરૂપ—

વામ ભુજા ઉંચે કર ગિરિધર, દક્ષિણ કર કટિ ધરત અનુપ— ૧
મુષ્ટિકા બાંધ અંગુષ્ઠ દિખાવત, સન્મુખ દ્રષ્ટિ સુહાઈ;
ચરણકમલ યુગલસમ ધરકે, કુંજ દ્વાર મન લાઇ— ૨
અતિ રહસ્ય નિજકુંજકી લીલા, હૃદય સ્મરણ કીજે;
દ્વારકેશ મન વચન અગોચર, ચરણકમલ ચિત્ત દીજે— ૩

અર્થ—શ્રીદ્વારકેશજી કહે છે કે, મને એક સુંદર શ્યામસ્વરૂપનાં દર્શન થયાં, જેમણે પોતાનો વામ શ્રીહસ્ત ઉંચો ધરી રાખ્યો છે, અને દક્ષિણ શ્રીહસ્ત, ઘણી સુંદર રીતે કટિપર ધારણ કર્યો છે; તે દક્ષિણ શ્રીહસ્તની મુઠી વાળીને અંગુઠો બહાર રાખીને બતાવે છે, અને પોતે સન્મુખ ઠાડા રહ્યા છે. નિકુંજના દ્વારઉપર ઉભા રહીને, પોતાના ચરણકમલ બન્ને પાસે ધર્યાં છે. એમના નિકુંજની લીલા અતિ રહસ્ય ભરેલી છે. આવા પ્રભુ ( શ્રીગોવર્દ્ધનધર ) જે મન તથા વાણીને અગોચર છે, તેમનું સર્વદા હૃદયમાં સ્મરણ કરવું જોઇએ, અને એમનાજ ચરણારવિંદમાં ચિત્ત પરોવવું જોઇએ.

## શ્રીગુસાંઇજીના "માહાત્મ્યનું" કીર્તન.

પરમ કૃપાલ શ્રીવલ્લભનંદન, કરત કૃપા નિજ હાથ દે માથે;
જે જન શરણ આયે અનુસરહી, ગ્રહી સોંપત શ્રીગોવર્દ્ધનનાથે— ૧
પરમઉદાર ચતુર ચિંતામણિ, રાખત ભવ ધારાતેં સાથ;
ભજ કૃષ્ણદાસ કાજ સબ સરહી, જો જાને શ્રીવિઠ્ઠલનાથ— ૨

અર્થ—શ્રીગુસાંઇજી પરમદયાલ છે, પોતાનો શ્રીહસ્ત જી-

-વના શિરપર ધરીને અભયનું દાન આપે છે; જે શરણે આવે છે તેની બાંહે પકડીને શ્રીનાથજીને સોંપી દે છે; અતિ ઉદાર છે, ચતુર છે, ભકતોના ચિંતામણિ છે અને સંસારરૂપી ખડગની ધારમાંથી બચાવીને પોતાની સાથેજ રાખે છે. કૃષ્ણદાસ અધિકારી કહે છે કે આવા શ્રીગુસાંઇજીને ઓળખીને જે તેમની ભક્તિ કરે છે તેનાં તો સર્વે કાર્યો સિદ્ધજ થયાં છે.

## શ્રીગુસાંઇજીના "સ્વરૂપ" નું કીર્તન.

બસો મેરે નેનનમેં વિઠ્ઠલેશ—
ભાલ તિલક કંઠમાલ જનેઉ, સોહત દ્વિજવર વેશ—બસો૦ ૧
બાંકો જુડા મસ્તક રાજે, શ્યામ સચીકન કેશ,
ગૌર શ્યામ તન લાજે કામ મન, અંગ અંગ રસિક સુદેશ—બસો૦ ૨
નેત્ર વિશાલ કુટિલ ઘન ભ્રકુટી, સબહીન મન હરી લેત,
કેસરી ધોતી ઓર ઉપરેના, પુષ્પ માલ ઉરશ્વેત—બસો૦ ૩
એક હસ્ત નાસિકા ગહી કે, દુજે ભુજ કર લેત;
સંધ્યાવંદનમંત્ર મુખ ઉચ્ચારત, ભક્તનકો સુખ દેત—બસો૦ ૪
આસપાસ સબ લાલ બિરાજે, અધિક અધિક છબી દેત;
વ્રજભુષનપ્રભુ બસોહિય મેરે, શોભા કુટુંબ સમેત—બસો૦ ૫

અર્થ—જેમના લલાટમાં સુંદર તિલક બિરાજમાન છે, કંઠમાં તુલસીમાલા તથા ઉપવીત ધારણ કર્યા છે. અને બ્રાહ્મણનો ઉત્તમ દેહ ધારણ કરીને સુંદર સ્વરૂપથી શોભાયમાન દીસે છે, તેવા શ્રીગુસાંઇજી મારા નયનમાં સદા બિરાજમાન રહો.

( મને અષ્ટપ્રહર તેમનાંજ દર્શન થાઓ ) જેમના શ્રીમસ્તક ઉ-પર શ્યામ અને સ્નિગ્ધ કેશનો સુંદર જુડો ( અંબોડો ) શોભી રહ્યો છે, શ્રીઅંગ ગૌરશ્યામ છે, અને તેથી કામદેવ પણ મનમાં લાજ પામી જાય છે,જેમનું એક એક અંગ રસિક રસમય છે,નયન કમળ વિશાળ છે,ભૃકુટી વક્રકમાન સમાન અને ભરેલી હોવાથીસર્વેના મન મોહિત થઇ જાય છે,જેમણે કેસરી ધોતી તથા ઉપરણો ધારણ કર્યો છે, જેમના કંઠમાં શ્વેત પુષ્પની માલા બિરાજમાન છે, જેમણે દક્ષિણ શ્રીહસ્તવડે નાસિકાને ( સંધ્યા કરવા માટે ) ગ્રહણ કરી છે, અને વામ હસ્તવડે જમણાને થોભી રાખીને સંધ્યાવંદન કરે છે; મંત્રોનું ઉચ્ચારણ કરીને ભકતોને સુખનું દાન કરે છે, અને જેમની નિકટમાં એક એકથી અતિશય સૌંદ-ર્યવાળા, સાત લાલજીઓ બિરાજે છે એવા શ્રીગુસાંઇજી, સ્વપરિ-વાર સહિત મારા હૃદયમાં વાસ કરો એમ શ્રી વ્રજભૂષણજી મહા-રાજ વિનંતિ કરે છે.

## શ્રીગુસાંઇજી તથા શ્રીનાથજી વચ્ચે " પ્રીતિ " નું કીર્તન.

એસી પ્રીત કહું નહિ દેખી,
યશુમતિસુત શ્રીવલ્લભસુત જેસી, શેષ સહસ્ર મુખ જાત ન લેખી— ૧
આજ્ઞા માગ ચલે ગોકુલકો, ફિરિ ફિરિ ઝાંખ ઝરોખન પેખી;
સુનીયત કથા જલદ ચાતકકી, કુમુદિની ચંદ્ર ચકોર વિશેખી— ૨
ઇનકો કીયો સબે જીય ભાવત, કરત શૃંગાર વિચિત્ર વિશેખી;
ગોવર્દ્ધન ગિરિધરપેં માગત, વિછુરો ન પલ છીનુ અર્ધ નિમેખી—

**અર્થ**—શ્રીગુસાંઇજી તથા શ્રીનાથજી એ બન્નેની વચ્ચે જે પ્રીતિ છે તેવી પ્રીતિ મેં તો બીજે કોઇ સ્થળે જોઇજ નથી.(બન્નેને

અન્યોઅન્ય અગાધ પ્રેમ છે) આ પ્રીતિની ગણના શેષજી પણ પોતાના સહસ્ત્ર મુખવડે કરી શકતા નથી. જ્યારે શ્રીગુસાંઈજી શ્રીનાથજીની સેવા કરીને નિવૃત થાય છે,ત્યારે શ્રીગોકુળ પધારવા માટે તેમની આજ્ઞા માગે છે અને પધારતી વખતે જેમ ચાતક પક્ષી મેઘ ઉપર દૃષ્ટિ કર્યાજ કરે છે, કુમુદિની નામનું રાત્રિ કમળ પોતાના પતિ ચંદ્રનાજ સામું જોયા કરે છે અને તેનાં દર્શન થયા પછીજ વિકાશમાન્ થઇ આનંદ પામે છે; અને જેમ ચકોર પક્ષી એકીજ નજરે ચંદ્રના ઉદયથી તે અસ્ત સુધી તેનીજ સામું પ્રાણની દરકાર કર્યા વિના ટગર ટગર જોયાજ કરે છે; તેમ પાછળ ફરી નિરખી નિરખીને શ્રીનાથજીના મંદિરના ઝરૂખાને જોયા કરે છે, શ્રીગુસાંઇજી જે જે ભાવપૂર્વક કરે છે તે સર્વ શ્રીનાથજીને અતિ પ્રિય લાગે છે; તેમને વિચિત્ર અને સુંદર શૃંગાર હમેશાં ધરાવે છે. ગોવર્દ્ધન વિનંતિ કરીને શ્રીનાથજીને કહે છે કે હે શ્રીગિરિધર ! આપનાથી હું એક પલ કે અર્ધ ક્ષણ પણ વિછુરો થઉં નહિં.

(આ કીર્તન શ્રીગિરિરાજજીએ ગાયું છે તેમ છાપપરથી જણાય છે.)

## વિજ્ઞપ્તિ.

નમત શ્રીવિઠ્ઠલનાથકો, નવરસસિંધુ સુજાણ;
ગિરિધરલાલ વિયોગમેં, નિજજન દીનો દાન.—૧
શ્રીવિઠ્ઠલ ગિરિધરનકી, છાની વાત પ્રકાશ;
કરત પરત અધ ગિરનકોં કરહેં ભક્તિ નિવાસ--૨

## સમાપ્ત.

॥ श्रीकृष्णाय नमः ॥

વાંચો !!! બીજા વૈષ્ણવબન્ધુઓને વંચાવો !!! વાંચો !!!

# અમારે ત્યાં મળતાં, અમોએ પ્રાચીનગ્રન્થોમાંથી શોધ કરી સંસ્કૃત ગ્રન્થોમાંથી ભાષાન્તરો કરાવી, સુધારો વધારો કરી, પ્રકટ કરેલાં અત્યુત્તમ ઉપયોગી પુસ્તકો.

( ૫૦૦૦૦ વૈષ્ણવ કુટુંબમાં પ્રિય થઈ પડેલાં અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તકો. )

## વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લો.

જ્ઞાન અને ભક્તિ રસથી ભરપુર, સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોને હરનિશ મનન કરવા યોગ્ય, ભગવદ્‌વાર્તામાં વાંચવાલાયક, જુદાં જુદાં ૧૬ પ્રકરણોમાં ૫૬૦ પદનો અત્યુત્તમ અપૂર્વ સંગ્રહ આપવામાં આવ્યો છે. ઉપરાંત હાલ ભૂતળ ઉપર બીરાજતા **શ્રી ગોસ્વામી બાળકોના જન્મદિવસની નોંધ, શ્રી આચાર્યજી મહાપ્રભુજીની** ૮૪ બેઠકો ક્યા ક્યા સ્થળે છે, તથા ત્યાં જવાના રસ્તાની સંપૂર્ણ મોહિતી સાથેનું. પાકું પુઠું, છતાં કીંમત માત્ર ૧-૪-૦ **સવા રૂપીઓ.**

## વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો.

નિત્યની શ્રીઠાકોરજીની સેવા કરવાનો પ્રકાર, **બાર માસિક ઉત્સવનાં કીર્તનો** વગેરે ઘણાં પ્રાચીન ને અપ્રકટિત ધોળ પદનો મહાન સંગ્રહ દશ પ્રકરણોમાં આપ્યો છે. તથા શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજીના સેવ્ય શ્રીઠાકોરજીનાં સ્વરૂપ હાલ ક્યાં ને કોને માથે બિરાજે છે. તેની સંપૂર્ણ માહિતી આપી છે. ઉપરાંત " **શ્રીમદ્વલ્લભાચાર્યજી** " તથા " **શ્રીયમુનાજી** " ના એમ બે સુંદર ફોટા પણ આપ્યા છે. સુશોભીત છીંટનું પાકું પુઠું છતાં કીંમત માત્ર ૧-૦-૦ એક રૂપાઓ.

## વૈષ્ણવોના નિત્યનિયમના પાઠ તથા ધોળ.

( આવૃત્તિ ૫ મી. )

આ પુસ્તકમાં શ્રીવલ્લભાખ્યાન, મુળ પુરૂષ, શ્રીયમુનાષ્ટક, ૪૦ પદ, ધોળ, **ષોડશ ગ્રન્થો** બધા; શ્રીસર્વોત્તમ પાઠ તથા ધોળ, શ્રીગોપીગીત વગેરે આપવામાં આવ્યું છે છતાં કીંમત માત્ર ૦-૪-૦ **ચાર આના.**

( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી-આળા પ્રસંગવાળા. )

# શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ.

આ શ્રીગોકુલેશજીએ ભૂતળ ઉપર પધારી પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દંદ્ધ યુદ્ધ કરી, માલા, તિલક અને ધર્મની અડગ ટેક ટકાવી સમસ્ત પુષ્ટિમાર્ગ ઉપર મહત ઉપકાર કર્યો છે તેમના નામથી ભાગ્યેજ કોઈ પણ વૈષ્ણવ અજ્ઞાત હશે! અમોએ આ શ્રીગોકુલેશજીના પ્રાકટ્યની વધાઈ તથા ધોળપદ ૩૦૦ વર્ષના પ્રાચીન પુસ્તકોમાંથી સતત પ્રયત્ને એકત્ર કરી જુદાં જુદાં ૧૫ પ્રકરણોમાં મળી લગભગ ૭૦૦ ધોળપદનો મહાન્ સંગ્રહ બહાર પાડ્યો છે કે જે અત્યાર સુધીમાં કોઈ પણ ઠેકાણે પ્રસિદ્ધ થયેલો નથી. આ ગ્રન્થમાં **શ્રીગોકુલનાથજી, શ્રીકન્હૈયાલાલજી, શ્રીવલ્લભલાલજીના** ઉત્તમોત્તમ ફોટા તેમજ તેમની વંશાવળી પણ આપી છે, છતાં કીંમત ફક્ત રૂ. ૧-૦-૦ એક રૂપાઓ રાખી છે.

---

# શ્રીરાધાકૃષ્ણતત્વ. ( બંગાળી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ )

પ્રસિદ્ધકર્ત્તા-રા. બ. રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી.

બી. એ. એલ. એલ. બી. ( દીવાન સાહેબ-ગોંડળ સ્ટેટ

આ પુસ્તકમાં શ્રીરાધાકૃષ્ણના યુગલ સ્વરૂપની વિમલ શોભાનું દિગ્દર્શન કરાવ્યું છે. **कृष्णस्तु भगवान् स्वयम्** એ વાક્યનું સમર્થ પ્રતિપાદન કર્યું છે વૃન્દાવનચંદ્ર શ્રીકૃષ્ણજ પૂર્ણાવતાર છે. તેવું અનેક શાસ્ત્રો ને પુરાણોથી સાબિત કરી આપ્યું છે; વળી આ ગ્રન્થના પાને પાને શ્રીકૃષ્ણનું નામ હોવાથી તે સમસ્ત વૈષ્ણવ વર્ગને ઘણું ઉપયોગી છે. જેથી અમારી વિનંતીથી ઉક્ત પટવારીશ્રીએ તેની મુળકીંમત રૂ.૧-૪-૦ માંથી ઘટાડી હાલ ૦-૧૨-૦ બારઆનાથી આપવા કૃપા કરી છે. હવે માત્ર જુજ નકલો શીલીકે છે. પછી તેનો લાભ નહી મળે વહેલો જલદી ગ્રાહક થઇને આ પુસ્તક મંગાવો.

# श्रीकृष्णस्तोत्ररत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી, મહાનુભાવી શ્રીહરિરાયજીમહારાજે શ્રીકૃષ્ણ ભગવાન્ ( શ્રીઠાકોરજી ) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલા સ્તોત્રનું મૂળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર ( કે જે અત્યાર સુધીમાં કોઈ પણ ઠેકાણે પ્રકટ થયું નથી ) આપવામાં આવ્યું છે. જેઓએ " ब्रहत्स्तोत्रसरित्सागर " નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ કરવાનો ગુટકો વાંચ્યો હશે તેઓને તો આં ગ્રન્થ લેવા માટે ખાસ ભલામણ કરીએ છીએ

આ ગ્રન્થમાં નીચે મુજબ સ્તોત્ર ગ્રન્થોની ટીકા આપી છે. ૧ **श्रीमद्वल्लभाचार्यजी कृत ग्रन्थां. १ श्रीकृष्णाष्टक, २ श्रीनन्दकुमाराष्टक, ३ श्रीगोपीजनवल्लभाष्टक, ४ श्रीगिरिराजधार्यष्टक, ५ श्रीमधुराष्टक, ६ श्रीकृष्णप्रेमामृत, २ श्रीमद्विट्ठलेश्वर ( श्रीगुसांईजीकृत ) ग्रन्थो. ७ श्रीभुजंगप्रयाताष्टक. ८ श्रीगोकुलाष्टक. ९. श्रीपर्यंक, ( पालना ) विज्ञप्ति. १० श्रीद्वितियपर्यंक विज्ञप्ति, ३ श्रीरघुनाथप्रभुकृतग्रन्थो ११ श्रीगिरिधार्यष्टकम् १२ श्रीकृष्णशरणाष्टकम, १३ गोपालस्तवः १४ श्रीकृष्णचन्द्राष्टक, १५ श्रीगोकुलेशाष्टक, १६ श्रीराधाकृष्णाष्टक, ४ श्रीहरिरायप्रभुकृतग्रन्थो १७ श्रीजन्मवैफल्यनिरूपणाष्टक, १८ श्रीकृष्णशब्दार्थनिरूपणस्यदिग्दर्शन, १९. श्रीनवनीतप्रियाष्टक, २० श्रीभुजंगप्रयाताष्टक, २१ श्रीकृष्णशरणाष्टक. २२ श्रीदैन्याष्टक. २३ श्रीपंचाक्षर मंत्रगर्भस्तोत्र. २४ श्री स्वप्रभुविज्ञप्तिः २५ श्रीगर्वापहाराष्टक.** ઉપર પ્રમાણે ગ્રંથોના ભાષાન્તર સાથેનો આ ગ્રંથ દરેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવા જેવો છે. તેથી તેમની ધાર્મિક વૃત્તિ દૃઢ થશે. ઉંચા ગ્લેજ ચીકણા કાગળ, છીટનું મજબુત પાકું પુંઠું. છતાં કિં. ૦-૧૨-૦

**લલ્લુભાઈ છગનલાલ દેસાઈ** ચંગપોળ, ખતરીપોળ—**અમદાવાદ.**

# कीर्तनसंग्रह भाग १ लो.

## ( वर्षोत्सवके पद. )

આ ગ્રંથમાં શ્રીઠાકોરજી સન્મુખ કીર્તન કરવાનાં બારમાસિક ઉત્સવનાં અસંખ્ય કીર્તનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ આ ગ્રંથ મુંબઈના " વૈષ્ણવ ઠાકોરદાસે " છપાવ્યો હતો, છેલ્લાં પાંચ વરસથી તે વૈષ્ણવોને અપ્રાપ્ય થઇ પડેલો હોવાથી, વૈષ્ણવોની સતત્ માગણી થવા લાગી અને કેટલાક મારા મિત્રો એ ફરી છપાવવાની મને ભલામણ કરી તેથી અમોએ આ કામ ખાસ એક વૈષ્ણવ કીર્તનીઆજીને સોપ્યું. તેમણે **મુંબાઇ, ઉમરગામ, સુરત, ભરૂચ, વડોદરા, નડિઆદ, અમદાવાદ, મહુધા, ખેડા** આદિ સ્થળોએ જઇ, અનુભવી વૈષ્ણવોને મળી, તેમની તેમની સૂચના મુજબ સુધારો વધારો કર્યો છે. પુસ્તકનું કદ પ્રથમના જેવુંજ રેયલ ૪ પેજી સાઇઝ ( ગુજરાતી પેપર જેવી મોટી સાઇઝ ) અને ઘણા મોટા અક્ષરથી

# श्रीस्वरुपदर्शन.

આ પુસ્તક શ્રીનાથજી, આદિ સાત સ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, સાત લાલજી, આદી ઘણા પ્રાચીન અને હાલ ભુતળ ઉપર બિરાજતા ઘણા શ્રી ગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર, દેદીપ્યમાન્ ચીત્રો મળી લગભગ ૧૦૪ **સ્વરૂપના ચિત્રોનું** એક સુંદર પુસ્તક યાને આલ્બમ સારા ઉંચી જાતના આર્ટપેપર ઉપર છપાવી મહાન્ ખર્ચે, અને અત્યંતપારશ્રમે તૈયાર કરવામાં આવ્યું છે. આ પુસ્તકની પ્રથમાવૃતિ થયા પછી શ્રીમદ્‌ગોસ્વામી **શ્રીગિરિધરલાલજી મહારાજ** શેરગઢવાળાની આજ્ઞાનુસાર ને તેમણે કરેલી સૂચના મુજબ ખુટતાં ચીત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી પોતે બતાવેલા અનુક્રમ પ્રમાણે ચીત્રો ગોઠવી તૈયાર કરવામાં આવ્યું છે. જેથી દરેક વૈષ્ણવોએ આ પુસ્તક મંગાવી તેમાં આપેલા ચીત્રજીનાં દર્શનનો લાભ લેવા ચુકવું નહી. આ પુસ્તક સારી રીતે સાચવી શકાય માટે તેને સુંદર દેદીપ્યમાન સુશોભીત છીંટનું પાકું પુઠું કરવામાં આવ્યું છે. છતાં ન્યોચ્છાવર માત્ર નહી જેવીજ ફક્ત રૂ. ૩-૦-૦ ત્રણ રૂપીઆ રાખવામાં આવી છે.

## श्रीपुरुषोत्तमसहस्रनाम.

( સટિક ગુજરાતિ ભાષામાં ભાષાન્તર કરેલું )

આ ગ્રન્થમાં શ્રી પુરુષોત્તમનાં હજાર નામ શ્રીમદ્ ભાગવતમાંથી તત્વ રૂપે દોહન કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલાં છે કે જેનો પાઠ કરવાથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત **શ્રી રઘુનાથજીમહારાજે " नामचन्द्रिका "** નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તે ટીકાનું મુળ શ્લોક સાથે ભાષાંતર ( કે જે અત્યાર સુધી પ્રકટ થયું નથી ) આપવામાં આવ્યું છે. તેમજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, સંહિતા, ગીતા આદી ગ્રન્થોનાં પ્રમાણોથી તે નામોનું સમર્થ રીતે પ્રતીપાદન કરવામાં આવ્યું છે. તેથી દરેક વૈષ્ણવે તે નિત્યનિયમ પૂર્વક પાઠ કરવા ખાસ ઉપયોગી છે. શ્રી **મહાપ્રભુજી** તથા ટીકાકાર **શ્રી રઘુનાથજી** મહારાજના ઉત્તમ ફોટા સાથે છતાં કીં. રૂ. ૧-૪-૦ રૂપીઆ સવા રાખી છે.

## श्रीमद्भगवद्गीता.

શ્રીમદ્ ભગવદ્ ગીતા એ શ્રીકૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભકતી રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ અને વેદ વીરોધીઓના પણ તત્વ વિચારને સંમત. નિરંતર પઠનીય છે. વળી હજારો પંડિતોએ આ ગીતા ઉપર અનેક વિધ ભાષ્યો કર્યાં છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહા સમર્થ આ ગ્રન્થ છે. તેના ઉપર પૂર્વે થઇ ગયેલા શ્રીગોસ્વામી બાળકોએ **" तत्वदीपिका "** અને **"अमृततरङ्गिणी"** એમ બે ટીકાઓ સંસ્કૃતમાં કરેલી છે તેથી ઉકત ટીકાઓના આશય સાથે લંબાણ વિવેચન પૂર્વક આ ગીતામૃત તત્વોનું ભાષાંતર સુપ્રસીદ્ધ લેખક **રા. રા. નાનુલાલ નારણદાસ ગાંધી** એમ. એ. એલ. એલ. બી. ની કસાયલી કલમથી લખેલું છે. કીં રૂ. ૧-૮-૦ દોઢ રૂપીઆ.

**લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.** ચંગપોળ, ખતરીપોળ-**અમદાવાદ.**

શ્રીગોકુલનાથજીકે વચનામૃત મુજકે માસસું દેખનો તીજ તેરસ ઓર પાંચમ પુનમ એક ચૌદસ અમાવસ તજની યા વચનામૃતપેં વિશ્વાસ રાખિકેં પ્રયાણ કરે તો મનોર્થ સિદ્ધ હોય.

| પો. | મા. | ફા. | ચ. | | જે. | અ. | શ્રા. | ભ. | આ. | કા. | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | બહોત સુખ હોય. ક્લેશ ન હોય, અર્થ પૂર્ણ હોય |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહાભારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય. મનોરથ સિદ્ધ હોય,કામના પૂર્ણ હોય. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ક્લેશ હોય, જીવનાશ હોય, કુશલસું ઘર નહિં આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય, મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય. કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવો નહોય,ગહોનસુરેહોય. જીવનાશ હોય,દુખપાવે. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્યપાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્ય પાવે, દિન બહોત લાગે, કુશલસું ઘર આવે |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ક્લેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ. |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેં સિદ્ધિહોયમિત્રમિલે,વિઘ્નમિટે ધનકોશિઘ્રલાભહોય. |